જ્ઞાનવર્ધક પુસ્તકમાળા; પુ. ૪૫ મું

# ગૃહિણી ભૂષણ

## [ભાગ બીજો]

સંપાદક અને પ્રકાશક

જીવનલાલ અમરશી મહેતા,

મંત્રી,—"સ્ત્રીબોધ અને બાળક";—અમદાવાદ.

આવૃત્તિ ૧ લી] નકલ ૧૦૦૦ [ઈ. સ. ૧૯૨૫

મુદ્રક: ચીમનલાલ ઈશ્વરલાલ મહેતા
મુદ્રણસ્થાન: વસંત મુદ્રણાલય
ઘી કાંટા, પાનાભાઈનીવાડી, અમદાવાદ

કિંમત દસ આના

# ગૃહિણીભૂષણ: ભાગ બીજાની

# અનુક્રમણિકા.




[ લેખક—રા. રા. શિવપ્રસાદ દલપતરામ પંડિત. ]

પ્રકૃતિની લીલાભૂમિ, નંદનવન સમા કાશ્મિરમાં વિક્રમ સંવત્‌ ૧૨૬ વર્ષ પૂર્વે તુંજીન નામનો એક પ્રતાપી રાજા રાજ્ય કરતો હતો. તે ઘણોજ પરાક્રમી, ઉદાર અને દાનશીલ હતો. એની રાણીનું નામ વાક્પુષ્ટા હતું. કાશ્મીરના ઇતિહાસનો લેખક કહલણ લખે છે, કે 'એ રાજા–રાણી બન્નેએ પૃથ્વીને એવી સરસ રીતે વિભૂષિત કરી દીધી હતી, કે જેવી રીતે ગંગા અને ચન્દ્રના ટુકડાએ શિવજીની જટાને શોભિત કરી રાખી છે; અથવા એ બન્નેએ નાના પ્રકારના વર્ણોથી કાશ્મીરને એવું મનોરમ બનાવ્યું હતું, કે જેવી મનોરમ્યતા વિજળી અને મેઘ મળ્યાથી મેઘધનુષ્યમાં ઉત્પન્ન થાય છે.' એ રાજાએ તુંગેશ્વર: નામનું શિવાલય બંધાવ્યું હતું. એક વખત પ્રજાને તડકાનું ઘણું દુઃખ વેઠતી જોઈને એણે સડક ઉપર છાયાવાળાં વૃક્ષ રોપાવવાની ખાસ વ્યવસ્થા કરી હતી. રાજા જેવો પરોપકારી હતો, તેવી જ રાણી વાક્પુષ્ટા પણ હતી. પોતાની પ્રજાને એ પોતાનાં સંતાન સમાન ગણતી, અને એમનાં કષ્ટનું નિવારણ કરવાને સદા તત્પર રહેતી.

એ રાજદંપતિનો સંસાર ઘણા સુખમાં વ્યતીત થઈ રહ્યો હતો, એવામાં એમના ઉપર એક ભારે વિપત્તિ આવી પડી. ખરા રાજાઓ પોતાની પ્રજાના દુઃખમાં જ દુઃખ, અને એમના સુખમાં જ પોતાનું સુખ માને છે. રાજદંપતિનાં ધૈર્ય અને મહત્તાની પરીક્ષા કરવા સારૂ દેવે કાશ્મીરની પ્રજા ઉપર એક મહાન્ આફત નાખી. ત્યહાંની ફળદ્રુપ જમીનમાં શરદ ઋતુના તૈયાર થવા આવેલા પાક ઉપર ભાદરવા મહિનામાં અકસ્માત એટલો બધો બરફનો વરસાદ પડ્યો, કે જાણે વિશ્વનો સંહાર કરવાને તૈયાર થયેલો સાક્ષાત્ કાળ અટ્ટહાસ્ય કરી રહ્યો હોય એવું ભાન થવા લાગ્યું. હીમ પડવાથી અનાજનાં ખેતરોની સાથે સાથે પ્રજાના જીવનની આશા પણ નાશ પામી ગઈ. એ સુંદર દેશમાં ઘોર દુકાળ પડ્યો. લોકોને અન્નનાં સાંસા પડવા લાગ્યા, અને હરરોજ હજારો સ્ત્રી પુરૂષ કાળના વિકરાળ મુખમાં

પડવા લાગ્યાં. પેટની ઝાળથી વ્યાકુળ થયેલી માતાઓ પોતાનાં લાડકાં બાળકોના હાથમાંનો ખોરાકનો કોળીઓ ઝુંટવી લઇને ખાવા તૈયાર થતી હતી. પતિ પત્નીના હાથમાંથી જુવારનો રોટલો પડાવી લેતો, અને એવાં અનેક હૃદયવિદારક દૃશ્ય એ દુકાળના સમયમાં દેખાવા લાગ્યા. ઇતિહાસકાર કહે છે, કે એ સમયે પેટની જ્વાળાથી પીડિત ભૂખ્યા મનુષ્યો પત્નીનો પ્રેમ, સંતાનનો સ્નેહ, પિતા પ્રત્યેનો પ્રણયભાવ એ બધું વિસરી ગયા. અલક્ષ્મીના કૃપાકટાક્ષથી એક કોળીઆ ધાન્યની ખાતર લોકોએ લાજ, શરમ, અભિમાન, કુળનું ગૌરવ આદિ બધા વિચારોને તિલાંજલી આપી દીધી હતી. જ્યહાં જુઓ ત્યહાં હાડપીંજર સમા દેહના મૂર્તિમાન પ્રેતસમા મનુષ્યો એક રોટલીના ટુકડા સારૂ લ્હડી મરતા દેખાતા હતા. એ ભયંકર દુકાળનું વર્ણન કરીને અમે અમારી સુકુમાર વાચક બ્હેનોનો સમય નહીં લઈએ. છપ્પનીઆમાં જે લોકોએ બહાર જઈ ગરીબ લોકોની દુર્દશા નજરે જોઈ હશે ત્હેમને કાશ્મીરના એ ભયંકર દુકાળની કાંઇક કલ્પના આવી શકશે.

કાશ્મીરના સદ્‌ભાગ્યે એ સમયે તુંજીન અને વાક્‌પુષ્ટા જેવાં પરોપકારી, દયાળુ અને પ્રજાવત્સલ રાજા રાણી હતાં. એમણે એવી વિપત્તિના સમયમાં રાજમહેલમાં બેસી રહીને મોજ મજાહ ઉડાવવાનું યોગ્ય ન ધાર્યું. દુકાળથી પીડાતા લોકોનો આર્તસ્વર એમની છાતી વીંધી નાંખવા લાગ્યો. તેઓ બહાર આવ્યાં, અને પોતાનો બધો ખજાનો અને દરદાગીના પ્રજાના હિતને સારૂ, દુકાળીઆને અન્ન આપવા સારૂ ખુલ્લાં મુકયાં. રાજા રાણી જાતે ગલીઓમાં, રસ્તાઓમાં અને ઘેરે ઘેર ફરીને ગરીબોને અન્ન પ્હેંચવા લાગ્યાં. એમનાં દર્શન માત્રથી રૈયતનું દુઃખ ચાલ્યું જતું. જંગલ, સ્મશાન, ગલી, ચૌટું, ઘરબાર કોઈ પણ સ્થાન એવું ન રહ્યું કે જ્યહાં રાજા રાણીએ જાતે જઇને દુઃખી લોકોને આશ્વાસન આપીને ભોજન કરાવ્યું ન હોય. આ પ્રમાણે પ્રજાની સેવા કરતાં કરતાં રાજ્યનો બધો ખજાનો ખાલી થઈ ગયો. વળી પૈસા ખરચીને પણ ખરીદવા ધારે તોપણ દેશમાં અન્નજ ખુટી ગયું હતું: એટલે રાજા અત્યંત નિરાશ થયો. હવે એનું ધૈર્ય રહ્યું નહીં. એક દિવસ ભુખ્યો તરસ્યો આખો દિવસ પરિશ્રમ કરીને રાજા ઘેર આવ્યો, અને પ્રજાનું દુઃખ સંભારીને મ્હોટે સાદે વિલાપ કરવા લાગ્યો. એનાં નેત્રમાંથી દડ્ દડ્ અશ્રુ ટપકતાં હતાં. રાણી વાક્‌પુષ્ટા એ સમયે શયનગૃહમાં ઇષ્ટદેવની પ્રાર્થના કરી રહી હતી કે હે પરમાત્મન્! અમારા ઉપર દયા કરો. અમારી ગરીબ રૈયતનાં દુઃખનો પાર રહ્યો નથી. કરૂણાસાગર! અમારા સ્હામું જુઓ અને એમનું અન્ન સંબંધી કષ્ટ નિવારણ કરો. જે સમયે રાણી

પ્રાર્થનામાં નિમગ્ન હતી, તેજ સમયે પતિનો વિલાપ ત્હેને કાને પડ્યો. એ આકુળ વ્યાકુળ થઈને રાજાના દીવાનખાનામાં ગઈ, અને શોક તથા ચિન્તાનું કારણ પ્રેમપૂર્વક પૂછવા લાગી. રાજાએ આંસુ રોકીને કહ્યું, "દેવી ! મ્હારી તો ખાત્રી થઈ ગઈ છે, કે આપણા કોઈ અપરાધથી જ ગરીબ નિર્દોષ પ્રજા આ અસહ્ય દુ:ખ વેઠી રહી છે. હાય ! મ્હારા જેવા અભાગી રાજાને ધિક્કાર છે, કે જેની આંખ આગળ દયાને પાત્ર પ્રજા ટળવળીને મરે છે. આ પૃથ્વીમાં મ્હારી રંક પ્રજાને ક્યાંય પણ શરણ રહ્યું નથી. આ ભયંકર આફત-માંથી મ્હારી એ લાડકવાયી રૈયતનું રક્ષણ હું ન કરી શકું, તો મ્હારૂં રાજા બન્યાનું અને જીવ્યાનું સાર્થક જ શું ? મ્હારાથી બન્યું ત્ય્હાં સુધી તો એમને બચાવ્યા અને અન્ન વગર મરવા ન દીધા. પણ હવે શું કરવું ? હવે તો દેશમાં અન્ન જ નથી. ઘોર દુ:ખસાગરમાં ડુબેલી મ્હારી આ પ્રજાનો ઉદ્ધાર કેવી રીતે થાય ત્હેનીજ મ્હને ફિકર છે. સૂર્ય વાદળાંથી ઘેરાયલો હોવાથી અંધકાર છવાઈ ગયો છે, અને કાળરાત્રીએ ચારે તરફથી વિશ્વને ઘેરો લીધું હોય એવો દેખાવ થઈ રહ્યો છે. બરફના પર્વતોને લીધે ચારે તરફનો માર્ગ રોકાઈ ગયો છે, અને લોકો અહીં આવ જા કરી શકતા નથી. માળામાં બંધ કરેલા પક્ષીઓના જેવી મ્હારી રૈયતની દશા થઈ ગઈ છે. રાણી ! આ દુકાળે તો મ્હોટા મ્હોટા શૂરવીર, બુદ્ધિમાન અને વિદ્વાનોની બુદ્ધિ ચકરાવામાં નાંખી દીધી છે. વ્હાલી ! મ્હારા રાજ્યમાં એવા અનેક લાયક પુરૂષો પડ્યા છે કે જે બહાર જઇને પોતાની સલાહવડે બીજાઓનાં દુ:ખ દૂર કરી શકે. પણ અત્યારે કોઈની બુદ્ધિ કહ્યું કરતી નથી.

આવી સ્થિતિમાં શું કરવું એ મ્હને સુઝતું નથી. એટલે મ્હેં સળ-ગતી આગમાં ઝંપલાવીને આ દેહનો નાશ કરવાનો નિશ્ચય કર્યો છે. મ્હારામાં હવે એટલી શક્તિ નથી રહી કે મ્હારી નજર આગળ રૈયતને નાશ પામતી જોઈ શકું. અહા ! ધન્ય છે એ રાજાને કે જે પોતાની પ્રજાને પુત્ર સમાન ગણીને ત્હેમને સુખી જુએ છે, અને પોતે સુખમાં સુએ છે. આટલું કહેતાં રાજાનું હૃદય ભરાઇ આવ્યું અને એને ગળે ડુમો બાઝયો. પલંગ ઉપર સુઇ જઇને મ્હોં ઉપર કપડું ઢાંકીને એ ખૂબ રોવા લાગ્યો.

પતિના મનની વ્યથા રાણી બરોબર સ્હમજી ગઈ. પતિએ ધૈર્યનો ત્યાગ કર્યો એ વખતે રાણી વાક્પુષ્ટાએ હૃદયને કઠણ કર્યું અને પતિને ધીરજ ધરવાનો ઉપદેશ પ્રેમમયી વાણીમાં આપવા માંડ્યો: 'રાજન્ ! પ્રજાના પાપને લીધેજ આપની આવી અવળી મતિ થઇ છે, કે આપ સાધારણ કાયર મનુષ્યની પેઠે મરવાની વાત કરી રહ્યા છો. વીર પુરૂષને ન છાજે

એવો આત્મહત્યાનો વિચારજ ત્હમને કેમ સૂઝયો ? રાજા અસાધ્ય દુઃખોને દૂર ન કરી શકે તો પછી એનું મહત્વજ શેમાં છે ? સત્યવ્રત રાજાની આજ્ઞાનું ઉલ્લંઘન કરવાની શક્તિ દેવતાઓમાં પણ નથી. પતિમાં ભક્તિ રાખવી એ સ્ત્રીઓનું વ્રત છે, માંહોમાંહે દ્રોહ અને કુસંપ ન કરવો એ મંત્રીઓનું વ્રત છે, અને સર્વ પ્રકારે પ્રજાનું પાલન કરવું એ રાજાનું વ્રત છે. માટે હે વ્રતધારીઓમાં શ્રેષ્ઠ ! ઉઠો, મ્હારા વચનને મિથ્યા ન માનશો. પ્રજાપાળ ! ચાલો. આપણી પ્રજાનું ભુખમરાનું દુઃખ ટળી ગયું એમ સ્હમજો. નિરાશ થઇને પડી રહ્યે નહીં પાલવે. આપણા દેહમાં પ્રાણ છે ત્હાં લગી આપણી ફરજ છે, કે રૈયતને કોઇપણ પ્રયત્ને બચાવવી. એક પણ મનુષ્યને મૃત્યુના મુખમાંથી બચાવી લઇશું તો આપણા જીવ્યાનું સાર્થક છે. આપણા બધાયે પ્રયત્નો જ્યહારે નિષ્ફળ જશે, પ્રજાજનમાંથી એકે એક કાળના મુખમાં સપડાઇ જશે, ત્યહારે બેશક લાચાર થઇને આપણે બન્ને ચતામાં ચ્હડીશું, પણ ત્હાં સુધી નિરાશ થવાની કાંઇ આવશ્યકતા નથી. પ્રભુએ આપણી પરીક્ષા લીધી છે. એ પરમ દયાળુ પિતા આપણી પવિત્ર નિષ્ઠાનો જરૂર બદલો આપશે. જો મ્હેં સાચા દિલથી પતિસેવા કરી હશે, જો મ્હેં શુદ્ધ મનથી પ્રભુને સેવ્યા હશે તો એ મ્હને અવસ્ય આ સમયે સહાય કરશે.

એટલું કહીને રાણી વાક્પુષ્ટા એકાગ્ર ચિત્તે પ્રભુની પ્રાર્થનામાં નિમગ્ન થઈ ગઇ. આજે એણે નિશ્ચય કર્યો હતો કે પ્રભુને મ્હારી પ્રાર્થનાથી સંતુષ્ટ કરીશ, નહીં તો પતિના પહેલાં હું જ આ સંસારનો ત્યાગ કરીશ. રાણીએ કલાકના કલાક સુધી દીનપ્રજાની ખાતર પ્રભુની ઉપાસના કરી. પુષ્કળ કરગરીને અસંખ્ય આંસુ પાડયાં. અશરણના શરણ દીનાનાથ ત્હેમની વ્હારે ધાયા.

જોત જોતામાં આકાશમાંથી કબુતરોના મૃતદેહ દુકાળીઆની પાસે આવીને પડયાં, અને ત્હેમણે અનેક દિવસ ત્હેનાથી પોતાની ભૂખ શમાવી.

રાજતરંગિણીકારનું અનુમાન છે, કે એ પતિવ્રતા રાણીએ પોતાના પુણ્યપ્રભાવથી કબુતરના જેવા કોઇ બીજાજ પદાર્થની વૃષ્ટિ પ્રભુ પાસે કરાવીને પ્રજાનું સંકટ ટાળ્યું હતું. કેમકે પ્રાણી માત્ર ઉપર દયા રાખનાર અને અહિંસાનું વ્રત ધારણ કરનારાં રાજા રાણી અસંખ્ય જીવોની હિંસાનું કલંક પોતાના ઉપર લાગવા દે એ સંભવિત નથી. અમારા અનુમાન પ્રમાણે તો અતિશય બરફ પડવાથી પક્ષીઓ મ્હોટી સંખ્યામાં મરણ પામેલા હોવા જોઇએ, અને જ્યહાં પેટની આગ હોલવવાનોજ પ્રશ્ન રહ્યો, ત્યહાં મનુષ્ય વિધિ નિષેધનો બહુ વિચાર કરવા રહેતો નથી. એ સંકટના સમયમાં કાશ્મીરવાસીઓએ કબુતરના માંસથી ઉદરજ્વાળા શાંત કરી હોય તો એમાં આશ્ચર્ય જેવું કાંઇ નથી.

થોડી મુદતમાં આકાશ નિર્મળ થઈ ગયું અને રાજાના શોકની સાથે સાથે દુકાળની પણ શાન્તિ થઈ ગઇ. રાજાએ રાણી વાક્પુષ્ટાને પોતાની રૈયતની રક્ષક ગણીને ઘણો ધન્યવાદ આપ્યો.

રાણી વાક્પુષ્ટા પુણ્યની મૂર્તિ હતી. એણે બ્રાહ્મણોને માટે ઘણી સામગ્રી અને રાચરચીલાં સહિત વિશાળ અન્નાગાર બંધાવ્યા. ત્હાં આગળ છુટે હાથે ગરીબો તથા બ્રાહ્મણોને અન્ન વ્હેંચવાની યોજના કરી હતી. સેંકડો વર્ષો સુધી એ અન્નાગારોમાં સેંકડો વટેમાર્ગુઓ આશ્રય લેતા અને રાણી વાક્પુષ્ટાને આશીર્વાદ આપતા.

રાજા તુંજીન છત્રીસ વર્ષ સુધી રાજ્ય કરીને ભર યુવાવસ્થામાં પરમધામ સધાવ્યા, એટલે પતિવિરહથી પીડિત રાણી વાક્પુષ્ટાએ પણ પ્રાણ ત્યજી દીધો. જે સ્થળે એ પતિવ્રતા રાણી સતી થઇ હતી એ સ્થાન હજુ પણ વાક્પુષ્ટાટવીના નામથી પ્રસિદ્ધ છે.

રાજા રાણી નિઃસંતાન મરણ પામ્યાં, પણ એમનો યશ ચિરંજીવ છે. *




[ લેખક—રા. રા. રમકણિલાલ જયચંદ દલાલ, બી. એ. ]

"હે પરમકૃપાળુ પરમેશ્વર! આ સંસારમાં મ્હારે માટે ત્હેં જે નિર્માણ કર્યું છે તે તું ત્હારા શત્રુને આપ. મ્હારે માટે ભાવિ જીવનમાં પારિતોષિક રૂપે ત્હેં જે સંગ્રહી રાખ્યું છે તે ત્હારા પૂજકને અર્પી તેને ભાગ્યશાળી કર. મ્હારે માટે તો તું એકલોજ બસ છે, મ્હારે વધારે કાંઇજ જોઇતું નથી. હે પ્રભુ! રૌ રૌ નર્કથી ડરી જો હું ત્હારી પૂજા કરૂં તો એ નર્કની જ્વલંત રક્તજ્યોતમાં મ્હને રાતદિવસ બળવા દેજે. સ્વર્ગીય સુખ ભોગવવાની લાલસાથી જો હું ત્હારૂં અર્ચન કરૂં તો મ્હારે માટે સ્વર્ગનાં દ્વાર સદાય બન્ધ કરી રાખજે. પરન્તુ સ્વયં ત્હારેજ માટે જો હું ત્હારૂં ધ્યાન ધરૂં તો મ્હને ત્હારી પ્રકાશિત જ્યોતિથી હીનભાગી મા કરીશ."

ઇસ્લામયોગિની રાબેયાની આ હમેશની પ્રાર્થના હતી; અને ખરેખર! એ એક વિરલ બાઇ હતી. કઠોર ત્યાગના પડદા પાછળ, દૈવી પ્રેમના આંતરિક ખંડમાં બળતી બળતી એ પોતાનું જીવન સદાય ગુજારતી.

* રાજતરંગિણી તથા Ideal of Indian womanhood ઉપરથી.

તુર્કસ્તાનમાં આવેલા બસરા શહેરમાં ગરિબ માબાપની એ ચોથી કન્યા હતી, તેથીજ એનુ નામ 'રાબેયા' પાડવામાં આવ્યુ હતું. 'રાબા'નો અર્થ અરબી ભાષામા 'ચાર' થાય છે. તે ઉંમર લાયક થઇ ન થઇ એટલામાં તો એના માબાપ બન્નેય દેવલોક પામ્યાં. એક કપરા દુષ્કાળે એના કુટુમ્બને તદ્દન નિમાલ્ય હાલતમાં લાવી મકયું. એની બ્હેનોથી ક્રૂર વિધાતાએ એને જુદી પાડી. કહેવત છે કે પડ પડ તો સહાવડી. એ જાતે દુષ્ટ માણુસના હાથમાં જઈ પડી. એણે વળી થોડાક પૈસાની ખાતર ગુલામ તરીક બીજાને વેચી. એનો નવો માલિક તો વળી વધારે નિષ્ઠુર નિવડયો. ઉમ્મર અને શક્તિ ઉપરાત બિચારી રાબેયા પાસે એ સખત મજુરી કરાવતો. એની આજ્ઞા પ્રમાણે પૂરેપુરૂં કામ એ હંમેશાં કરી શકતી ન્હોતી, એથી વારંવાર એને શિક્ષા સહન કરવી પડતી. એના કષ્ટનો પ્યાલો છલોછલ ભરાઇ રહ્યો ત્યાં સુધી એણે સર્વ મુંગે મ્હોઢે સહન કર્યા કર્યું. અન્તે અપમાન અને ધિક્કારથી હિજરાતુ અસહ્ય થઇ પડયાથી એ એના માલિકને ઘેરથી નાસી છૂટી. ગરિબ બિચારી અનાથ બાલિકા! અજાણ્યે માર્ગે ચાલવામાં એ ટેવાયલી ન્હોતી. ચાલતા એકસખત ઠોકર વાગીને ગબડી પડી. એનો એક હાથ ઉતરી ગયો. વિષાદ તથા સંકટની છાયા એની ચારે બાજુ વીંટાઈ વળી. જમીન એના પગ તળેથી ખસી જતી ન હોય એમ એને ભાસ્યું. એણે જમીન પર માથું નાંખી દીધું. એનું હૃદય ભરાઈ આવ્યું. એ પ્રભુને પોકારવા લાગી: "અરેરે! ભલા ભગવાન! હું અનાથ છું. મ્હારાં માતપિતા મ્હને એકલી મૂકી પરલોક સિધાવ્યાં. હું બીજાની ગુલામ બની છું. મ્હારો હાથ ભાગ્યો છે; પરન્તુ આ કમનસિબીઓ મ્હને નહિ નમાવી શકે. ત્હને સંતોષ થાય એજ માત્ર મ્હારે જોઇએ છે. આ ત્હારી કિંકરીથી ત્હને સંતોષ મળ્યો છે કે નહિ એ મ્હને કહે." પ્રત્યુત્તરમાં એક મધુર સ્વર સંભળાયો: "મ્હારા વ્હાલા બચ્ચા! દુઃખી ન થા. થોડાજ સમયમાં ત્હારી કીર્તિ પ્રસરશે. સ્વર્ગના દેવદૂતો ત્હારા પર અમીદૃષ્ટિ કરશે."

રાબેયા સાન્ત્વન પામી. પોતાની પ્રથમ જગ્યાએ આવી પાછી હાજર થઇ ગઇ. ત્યારપછી દિવસભર એ પોતાના શેઠની સેવા ઉઠાવતી. રાત્રિ પ્રાર્થના અને શાસ્ત્રોનો અભ્યાસ કરવામાં ગાળતી. એક દિવસ એવું બન્યું કે મધ્યરાત્રે એનો માલિક ઉંઘમાંથી અચાનક જાગી ઉઠયો. એ વેળાયે રાબેયાની ઓરડીમાંથી કંઈઆવાજ આવતો સંભળાયો. રાત વધારે ગઈ હતી એટલે એની જીજ્ઞાસા વધી. એ દ્વાર પાસે આવ્યો. બારણાની ફાટમાંથી જોતાં

એને એક અલૌકિક દૃશ્ય નજરે પડયુ. મધ્યરાત્રિના અનુપમ એકાન્તમાં એ ગરિબ બાળકી પ્રભુને પ્રાર્થી રહી હતી. તમામ કુદરત શાન્ત બની રહી હતીઃ " હે વિભુ ! ત્હારી આજ્ઞાને આધીન રહેવાની મ્હારી સતત્ ઇચ્છા છે એ ત્હારી જાણબ્હાર નથી જ. ત્હારા મંગલ મન્દિરમાં રાત્રિદિવસ રટન કર્યા કરવાની મ્હારી કેવી તીવ્ર ઇચ્છા છે ! પરન્તુ ત્હેં તો કંઈ જુદું જ નિર્માણ કર્યું જણાય છે. ત્હેં મ્હને બીજાની ગુલામ બનાવી છે. મ્હારે મ્હારા માલિકની ચાકરી બરાબર કરવાની છે એથી ત્હારી પાસે આવતાં રોજ મોડું થાય છે. ઓ મ્હારા વ્હાલા પ્રભુ ! હું શું કરૂં ?"—આ પ્રમાણે એ નમ્રતાથી પ્રભુને વિનવી રહી હતી. ઘરનો માલિક બારણા પાછળ છુપાઇ આ સર્વ સાંભળી રહ્યો હતો. શેઠની દૃષ્ટિ રાબેયા ઉપર બરાબર હવેજ પડી. એનું આખું શરીર દૈવી પ્રકાશથી ઝળહળી રહ્યું હતું. એનાં કિરણોના વક્રીભવનથી આખી ઓરડી ઝગઝગી રહી હતી. એના શબ્દે શબ્દે ભક્તિભાવ ઝરી રહ્યો હતો. એના હૃદયમાં આસ્થાનો દિપક પ્રકાશી રહ્યો હતો. એનું હૃદય કંપ્યું. બિચારો માલિક આ ચિત્ર જોતાં આભાજ બની ગયો બીજીજ ક્ષણે એને વિચાર આવ્યો કે, "આવી મહાપુણ્યશાળી ભક્તિમતી બાઇ પાસે ગુલામી કરાવવી બીલકુલ ઉચિત નથી, ઉલટું મ્હારા સર્વ સામર્થ્યથી એની પૂજા કરવી યોગ્ય છે." બીજેજ દિવસે રાબેયાને છૂટી કરવામાં આવી. એનો શેઠ સભ્યતાથી એની તરફ વળ્યો, ને માન દઈ એને સંબોધીઃ " આપ મ્હારૂં આંગણું પાવન કરશો તો હું મ્હારી જાતને કૃતાર્થ થયેલી માનીશ. આજથી હું આપનો ગુલામ છું." પરન્તુ એની ઘણીયે અનિચ્છા છતાં, એની સહૃદય સંમતિ તથા અનુજ્ઞા લઈ રાબેયાએ એ સ્થાનનો ત્યાગ કર્યો. કઠોર તપ આદરવા વનમાં એકાન્ત સ્થલ માટે તેણે પ્રયાણ કર્યું.

હવે તો એ રાત્રિદિવસની દરેક પળ પવિત્ર કુરાનનો અભ્યાસ કરવામાં કે પ્રાર્થના અને ધ્યાનમાં ગાળવા લાગી. કોઈ કોઈ વખત એ હુસેન બસુરી નામના ફકીરના સ્થાનકે આવતી. થોડોક સમય તો એણે તદ્દન એકાન્ત અરણ્યમાં ગાળ્યો. ત્યાં એ પ્રતિક્ષણ પ્રાર્થના કરતી ને ધ્યાન ધરતી. ત્યાર બાદ એ એક મસજીદના પવિત્ર મઠમાં રહી. છેવટે એ મક્કાની હજ કરવા નીકળી પડી. ત્યાંજ એણે એના જીવનના બાકીના દિવસો વ્યતીત કર્યા. એ જીવનપર્યન્ત કુમારિકા રહી હતી. તેણે પોતાના દેહને તથા આત્માને હિન્દુઓનાં સ્ત્રીભક્ત મીરાંબાઈ માફક શ્રી પ્રભુચરણે સમર્પિત કર્યા હતા.

રાબેયા તદ્દન અશિક્ષિત બાઈ હતી, છતાંય દેશપરદેશના લોકો એની

પાસે આવતા. એના છાયલની કિનારી ચૂમી પોતાનું જીવન ધન્ય માનતા. એના મુખેથી ભક્તિભાવનાં વચનામૃતો ઝીલતા. મહાન્ દૃષ્ટા હુસેને એક વાર કહ્યું હતું કે રાબેયાને સામાયિક અક્ષર જ્ઞાન ઉપર આધાર રાખ્યા વિના, કેવળ આંતરિક પ્રેરણાથીજ અમાનુષી ભાવનાવાળી દૈવી જ્ઞાન પ્રાપ્ત થયું હતું. હુસેનને રાબેયા માટે ખાસ માન હતું. એક દિવસે પ્રાર્થનાકાળે રાબેયા મસજીદમાં ન્હોતી આવી શકી. એથી હુસેને ઉપદેશ દેવાની શરૂઆત ન કરી. એકત્ર થયેલા બધાય મનુષ્યોએ એને વ્યાખ્યાન ચલાવવા આગ્રહ કર્યો. એને એમ પણ કહેવામાં આવ્યું કે એક વૃદ્ધા હાજર નથી એમાં શું થઈ ગયું? પરન્તુ એણે પ્રત્યુત્તર વાળ્યો કે, "જે ખાણું મ્હેં હાથીને માટે તૈયાર કર્યું છે એ હું કીડીને નજ આપી શકું."

એક દિવસ રાબેયાને એના લગ્ન વિષે પૂછવામાં આવ્યું ત્યારે એણે ઘણીજ નમ્રતાઈથી જવાબ વાળ્યો: "લગ્ન દેહ સાથે સંબંધ ધરાવે છે. પરન્તુ મ્હારો દેહ કયાં છે? મ્હારો દેહ મ્હારી પાસે નથી, પછી હું મ્હારી જાતને કેવી રીતે લગ્નગાંઠે ગાંઠી શકું? આ શરીરને તો મ્હેં સદાયને માટે પ્રભુને ચરણે ધર્યું છે. એના ઉપર હવે માત્ર પ્રભુનોજ હક્ક છે. એમની આજ્ઞાનેજ એ આધીન છે. એમના સંદેશા પાર ઉતારવામાંજ એ લીન બની ગયું છે."

એક દિવસ હુસેને રાબેયાને પૂછયું: "આધ્યાત્મિક દિશામાં ત્હમે આટલી બધી પ્રગતિ શી રીતે કરી?" એણે જવાબ વાળ્યો—"મ્હેં આ દુનિયાની સર્વ વસ્તુઓ ગુમાવી દીધી ત્યાર પછીજ હું પ્રભુને આલિંગવા ભાગ્યશાળી થઈ શકી છું."

"ત્હમે પ્રભુ વિષે શું જાણો છો?" વળી પાછો હુસેને પ્રશ્ન કર્યો.

રાબેયાએ ઉત્તર દીધો;—"સંસારનાં મનુષ્યો પ્રભુને આવો કે તેવો કલ્પે છે; પરન્તુ હું તો એને એ પ્રમાણે પિછાનતી નથી. દુનિયાની સર્વ વસ્તુઓ કરતાં એ કાંઇ વિશેષ છે એમ હું તો માનું છું. ત્હમને જેમ હું પ્રત્યક્ષ સ્પષ્ટ રીતે જોઉં છું એવીજ રીતે જો હું એમને દૃષ્ટિસમીપ ન નિહાળી શકી હોત તો હું એનું પૂજન ન કરત." એક દિવસ કેટલાક મનુષ્યો રાબેયા પાસે આવ્યા ને તેનો ઉપદેશ માંગ્યો. એણે સ્હામો સવાલ કર્યો: "ત્હમે બધા પ્રભુને શા માટે ભજો છો?" એકે કહ્યું કે 'નર્કનાં દુઃખોથી પીડાવું ન પડે તેટલા માટે પ્રભુનું સ્મરણ પોતે કરી રહ્યો છે.' બીજાએ કહ્યું કે, 'સ્વર્ગનું સુખ અને સૌંદર્ય ભોગવવાની તક મળે તે સારૂ એ પ્રભુનું ધ્યાન ધરી રહ્યો છે.' મધુરો ઠપકો દેતી એ બોલી "માત્ર કાયર ગુલામોજ શિક્ષાના ભયથી કે બદલાની આશાથી દોરવાઈ

જઈ પોતાના માલિકને સંભારે છે. સ્વર્ગ યા નર્ક એ બેમાંથી કાંઇ પણ ન હોત તો શું પ્રભુનો ભાવ ન પૂછાત ? દરેકે સ્વયં તેના માટેજ તેને ચ્હાવો જોઇએ ને સત્યભાવથી એનું પૂજન કરવું જોઇએ. "

દૈવી ફરમાનમાં રાબેયાની આસ્થા અમર હોઈ શુભેચ્છા ગણી એને વધાવી લેતી. " વ્હાણનો ખુરદો થઇ જાય, અન્દર સફર કરનાર સર્વ તણાઈ જાય, ત્યારે માયાળુ ને કૃપાળુ વિધાતા માત્ર મ્હનેજ બચાવી ન લે તો સારૂં, એટલુંજ નહિ પરન્તુ જ્યારે સર્વ બચી ગયાં હોય ત્યારે મ્હારા પગ તળેથી છેલ્લું પાટિયું ખસેડી લઇ મ્હને ઉછળતાં મોજાંમાં એકલી નિરાધાર ધકેલી દે ત્હોય કંઈ ખોટું નહિ. " આવો અટલ વિશ્વાસ ને સંપૂર્ણ આસ્થા રાબેયાને એના પ્રભુમાં હતી. પૈસાદાર કે અમીર ઉમરાવ પાસેથી રાબેયા કદી પણ ઉપહાર સ્વીકારતી નહિ. પોતાના દિવસો એ તદ્દન ગરિબાઈમાં ગાળતી. એક દિવસ એ માંદગીના બિછાને સૂતી હતી. પાસે બેસીને એક સખી એની તબીયત સુધરે એવી પ્રભુ પાસે દુવાઈ માગી રહી હતી. આ રાબેયાથી ન ખમાયું. એ બોલી: " દૈવી ઇચ્છાથીજ આ વેદનાએ મ્હારી ઉપર કાબુ મેળવ્યો છે. કૃપાળુ વિધાતાની ઇચ્છા વિરૂદ્ધ હું કદાપિ ન જઈ શકું. "

# સુખનો સાચો મંત્ર.



બ્હેની ! રીતિ પ્રીતિની આદરજો,
મોટું મન રાખીને આચરજો;
સુખી સહુ જનને તમે કરજો.—બ્હેની૦

દ્વેશી જન દ્વેશ ભલે ધરતાં,
કલેશી પ્રાણી કલેશમાં છો મરતાં;
તમે દ્વેશ કલેશ નહિ કરતાં.—બ્હેની૦

નથી કાંઇ લેઇ જવું સાથે,
જાવાનું છે સૌને ખાલી હાથે;
તો પછી કંકાસ શા માટે.—બ્હેની૦

સ્નેહી સાથે ઘડીનું રહેવાનું,
તેમાં શાને લઢવા ને વઢવાનું;
ભલાઇનું લ્યોને કરી લ્હાણું.—બ્હેની૦

મોટું મન રાખી જો ગમ ખાશો,
સુખી સૌને કરીને સુખી થાશો;
મંત્ર છે સુખનો એ સાચો.—બ્હેની૦

( શ્રીયુત ચન્દ્રશંકર ન૦ પંડ્યા. )




દૈવે તે દુઃખ શાને મોકલ્યું રે બ્હેન !
હીમ્મત માગ ગૂંથી લાવ,

જગમાલણી રે બ્હેન !
દુઃખ તે ક્યાં થકી આવીયું રે બ્હેન !* १

કુમળું કમળશું હૃદય ફૂલ છે, રે બ્હેન !
એથી યે કુમળું છે મન—જગમાલણી—

દુઃખ તે ક્યાં થકી— २

દુઃખમાં અમૃત ધૈર્ય છે, રે બ્હેન !
વિષારી દુઃખનો એ દંશ—જગમાલણી—

દુઃખ તે ક્યાં થકી— ३

દુઃખ તો સુખનો પ્રવેશ પન્થ બ્હેન !
દુઃખમાંયે સુખ ગૂઢ જાણ—જગમાલણી—

દુઃખ તે ક્યાં થકી— ४

મીઠલડાં ઘૂંટ નિત્ય હોય ના, રે બ્હેન !
કડું ઘૂંટમાંયે ગુણ ભર્યા અખૂટ—જગમાલણી—

દુઃખ તે ક્યાં થકી— ५

ચીનાબાગ, અમદાવાદ.
તા. १८-२-२४

સૌ. કુસુમગૌરી ઠાકોર.

* રા. રા. ન્હાનાલાલ દલપતરામ કવિના "ફુલડાં કટોરી" ને રાગ




[ લેખક:—સૌ૦ શાન્તા મહેતા. ]

જેને ચિત્રકળામાં નિપૂણ થવું હોય છે તે સારાં સારાં ચિત્રોના નમૂનાઓ પોતાની સામે મુકી તે પ્રમાણે આલેખે છે; અને જ્યાં સુધી તે પરિપૂર્ણ થાય નહીં, ત્યાં સુધી તેને નિરાંત થતી નથી. તેજ પ્રમાણે દરેક વ્યક્તિએ પોતાની જીંદગીનું આલેખન કરવુ જોઇએ, ને તેમાં પોતાની ઇચ્છા મુજબ જ્યાં સુધી પોતાનું જીવન પરિપૂર્ણતાએ પહોંચે નહી, ત્યાં સુધી સતત પ્રયત્ન કરતાં રહેવું જોઈએ.

સારૂં ચારિત્ર ઘડાવા માટે બે ચીજ અગત્યની છે. એક તો પુસ્તકો અને બીજી સહવાસ. પુસ્તકો દ્વારા તો ઘણું જ્ઞાન મેળવી શકાય છે, પણ સહવાસ વગર તેનો ઉપયોગ એકાન્તમાં થઈ શકતો નથી. માણસોના સમૂહના સહવાસમાં આવ્યા વગર મેળવેલું જ્ઞાન ખાલી થઈ શકતું નથી. તેમજ સહવાસને લીધે આવતી અડચણો અને **તેમાંથી** જે અનુભવ-બુદ્ધિ ખીલે છે તે માત્ર **એકાન્તમાં** બેસીને પુસ્તકો વાંચ્યા કર્યાથી અનુભવ-બુદ્ધિ ખીલતી નથી. અનુભવ વગરનું જ્ઞાન માત્ર પુસ્તકોનાં પાનાં પરજ તથા મગજને બોજા રૂપજ રહે છે.

સહવાસ બે પ્રકારનો હોઇ શકે છે. પોતાને માટે જ્ઞાન મેળવવા માટે ઉચ્ચ સંસ્કૃતિનાં માણસોનો તથા ઉચી જાતનું વાંચન, અને પોતે તેમાંથી કાંઈ જ્ઞાન મેળવ્યું છે કે નહીં તે જોવાને માટે પોતાથી ઉતરતી પંક્તિનો ગરીબ અને અભણ વર્ગ ! જો તે વર્ગ સાથે કાંઇ પણ ગર્વ વિના સાદાઈ-થી મળી શકીશું, અને આપણે મેળવેલા જ્ઞાનનો ઉપયોગ તેમને માટે કરી શકીશું, અધમને પણ ઉન્નત બનાવી શકીશું, તો આપણે જ્ઞાન મેળવેલું ગણાશે. નહીંતર તો બધું નકામું—મગજને બોજા રૂપ છે. માટે વારંવાર સારાં માણસોના, ઉતરતી પંક્તિનાં માણસોનાં તેમજ ઉંચી જાતનાં પુસ્તકોના **સહવાસમાં** રહેવું.

વળી સહવાસ એટલો બધો વધી પણ જવો ન જોઈએ કે જેથી આપણને એકાન્તમાં વિચાર કરવાને પણ વખત મળી શકે નહીં. તેમજ

વારંવાર હલકા સહવાસમાં આવ્યાથી આપણા વિચારો જે ખીલતા હોય તે અટકે, કારણ કે મનુષ્યધર્મમાં અનુકરણ એ મુખ્ય ચીજ છે.

અનુકરણ કેટલીક વખત એવું તો બેમાલુમ થતું હોય છે કે માણસ તેની સત્તા નીચે આવી ગયો હોય છે, તોપણ તેને લાગતું નથી કે હું કોઈનું પણ અનુકરણ કરૂં છું. અનુકરણનો પાયો તો જન્મથીજ નંખાયો હોય છે. **બાળકો અનુકરણથીજ મોટાં થાય છે.** એક માતાનાં બે બાળકોના સ્વભાવ જુદા જુદા હોય છે તેનું કારણ એજ છે કે દરેક બાળક વખતે માતાને સંયોગોને આધીન રહેવું પડે છે. અને જે વખતે જેવા સંયોગોમાં બાળક ઉછરે છે તેવા સ્વભાવનું તે થાય છે, એ અનુકરણ અને **સહવાસનુંજ** પરિણામ છે.

દરેક વ્યક્તિએ એટલું ધ્યાનમાં જરૂર રાખવું જોઈએ કે પોતાના કુટુંબની ફરજીઆત કાળજી શિવાય આપણી આસપાસ વસતાં આપણાં દેશભાંડુઓ માટે પણ આપણે કાંઈક હીસ્સો આપવાનો છે. અને કદાચ એવા સંસ્કારો જન્મથી ન ખીલ્યા હોય તો તે વખતે સારાં પરોપકારી સ્ત્રીપુરૂષોનો તેમજ સારાં પુસ્તકોનો સહવાસ રાખવો અને અનેક પ્રકારનાં માણસો સાથે મળી વ્યવહારૂ બુદ્ધિ જેમ વધારે ખીલે તેમ પ્રયાસ કરવો.

ઘણાં માણસો એકાન્તપ્રિય હોય છે અને માત્ર એકાન્તમાં બેસીને પુસ્તકો જ વાંચ્યાં કરે છે. એથી કેટલીક વાર અનુભવબુદ્ધિને ઘણો ધક્કો લાગે છે. એક અંગ્રેજ બાઈ પોતાનું ચરિત્ર લખતાં લખે છે કે, " મને નાનપણમાં એકાંતમાં બેસવાની ટેવ હતી અને તેથી મને જે નુકશાન થયું છે તેનો વિચાર કરતાં આજે મને ઘણોજ ખેદ થાય છે. એકાન્તમાં રહેવાની ટેવ માણસને એક **દુશ્મનની** ગરજ સારે છે ( શિવાય કે કોઈપણ જાતનો અભ્યાસ ). આપણે પુસ્તકોદ્વારા વિચારશક્તિ કેળવી હોય છે, પણ તે સહવાસના અનુભવી જ્ઞાન સિવાય સારૂં ફળ આપી શકતી નથી, અને આજે મને મનુષ્યોના સહવાસમાં રહેવું ઘણું કઠણ થઈ પડે છે." વિ. વિ.

આ ઉપરથી એટલું સમજવાનું કે દરેક માણસનું જીવન બીજાને સારા કે માઠા દાખલા રૂપ થાય છે માટે આપણે આપણાં પોતાનાં ભલાંની અથવા કીર્તિની વાત બાજુએ મુકી આપણે આપણા સહવાસમાં **આવનારની** ખાતર તેમજ આપણા સહવાસમાં આવનાર આપણું કાંઈપણ સારૂં અનુકરણ કરીને ઉંડે તેટલા ખાતર પણ આપણી જીંદગી ઉચ્ચ સહવાસમાં અને ઉંચાં જીવનચરિત્રો વાંચવામાં ગાળવી જોઈએ.



# બાળ સંભાળ.

[ લખનારઃ—બેન સદા નાથાલાલ. ]

સ્ત્રીઓને ગર્ભ રહ્યા પછી તેમણે નિયમિત રીતે સાદો ખોરાક ખાવો જોઇએ. કેટલાંક બૈરાં લાડુ, શીરો, કંસાર, વગેરે ભારે પદાર્થો ખાય છે, જેથી સુવાવડ વખતે લાંબો મંદવાડ ભોગવે છે. શરીર તેમજ કપડાં ચોકખાં રાખવાં. મહાભારત તેમજ રામાયણની કથાઓ સાંભળવી તેમજ વાંચવી ને સારા વિચાર કરવા. લાંબી મુસાફરી કરવી નહિ. લાંબા વખત સુધી બેસી રહેવું નહિ. બહુ રડવું કે ક્રોધ કરવો નહિ. કેમકે તેની અસર ગર્ભમાં રહેલા બાળક ઉપર થાય છે. આપણાં બૈરાં દળવા ખાંડવાનું અગર બીજું કઠણ કામ કરવાનું વધારે પસંદ કરે છે તે સારૂં નથી. ફરવું, વાસીદું વાળવું, અગર બીજું હલકું કામ કરવું જોઇએ. દરેકને કસરતની જરૂર છે. પણ આવે વખતે હલકા પ્રકારની કસરત કરવી જોઇએ. મનને આનંદમાં રાખવું. ગર્ભિણી સ્ત્રીની સર્વ ઇચ્છાઓ પુરૂશોએ પુરી પાડવી જોઇએ. ફળફળાદિ તેમજ ખોરાક તાજો વાપરવો. વાસી ખોરાક અગર બગડેલાં કે કાચાં ફળો ખાવાં નહિ.

સારી સોબતમાં રહેવું. સુભદ્રાના ગર્ભમાં રહી અભિમન્યુએ છ કોઠા જીતવાની વિદ્યા શીખી હતી તે દાખલા ઉપરથી સાબીત થાય છે કે, ગર્ભ રહ્યા પછી માતા જે જે વિચારો કરે છે, જુએ છે તેમજ જેવી વાતો કરે છે તેવાજ વિચારનું બાળક ઉત્પન્ન થાય છે. પિતાના ગુણ બાળકમાં કવચિત જ જોવામાં આવેછે.

પ્રસવ વખતે હોંશીઆર નર્સ અગર સ્ત્રીડૉક્ટરને બોલાવવી. ગંદી અને અજ્ઞાન દાયણુ કે હજામડીને બોલાવવાથી ઘણું કષ્ટ સહન કરવું પડે છે. વખતે માતા તેમજ બાળકના જીવને નુકસાન પણ થાય છે, અગર લાંબો વખત મંદવાડ ભોગવે છે, કે મરણને શરણ થાય છે. જ્યાં સુવાવડ માટે ઇસ્પીતાલ હોય ત્યાં તો દરેક સ્ત્રીએ તેનો લાભ લેવો જોઇએ. બીજા ગમે તેમ બોલે અગર નિંદા કરે તેની દરકાર રાખવી નહિ. જ્યાં નર્સ ન મળી શકે તેમ હોય, અગર ઇસ્પીતાલ ન હોય ત્યાં તેવાં ગામોમાં અનુભવી

હોંશિઆર અને ચોકખી દાયણને બોલાવવી. સાબુથી તેના હાથ વગેરે ચોકખા કરાવવા, અને ચોકખાં કપડાં પહેરાવવાં ત્યાર પછી સુવાવડીના ઓરડામાં તેને પેસવા દેવી. તે ઓરડો પુરતી હવા અને અજવાળા વાળો જોઇએ. તદ્દન અંધારો ઓરડો નુકસાનકર્તા છે, તેમજ છુટથી પુષ્કળ પવન આવતો હોય તેવો પણ ન જોઇએ. સુવાવડ માટે કપડાં ગોદડાં તેમજ ખાટલો વગેરે સ્વચ્છ અને સારાં જોઇએ. તૂટેલી ખાટલી અને ફાટેલી ગંધાતી ગોદડી આપવાથી બાળક અને માતા બન્ને દુઃખી થાય છે. સુવાવડાં બૈરાંને અંધારામાં ખરેખરી ટાઢ હોય તેવે વખતે ખુલ્લી જગામાં નવરાવે છે, તે દીલગીર થવા જેવું છે. પવન ન લાગે તેવી જગામાં તેલ વગેરે ચોળીને સારી રીતે માતા તેમજ બાળકને નવરાવવાં. બાળક જન્મ્યા પછી બીજે ત્રીજે દિવસે ધાવણ ઉતરે છે, ત્યાં સુધીમાં બાળકને ગળથુથી પાય છે. શરૂઆતના ધાવણમાં રેચક ગુણ હોય છે જેથી બાળકને જુલ્લાબ લાગે છે. આથી તેના પેટમાં મળનો ભાગ હોય છે તે બહાર નીકળી જાય છે. નાના બાળકને માતાએ હમેશાં નિયમિત વખતે ધવરાવવું. ઘડીએ ઘડીએ ધવરાવવાથી બાળકને અપચો થાય છે અને માતાને જરાએ વિસામો મળતો નથી. ત્રણ માસનું થતાં સુધી દિવસે બબ્બે અને રાત્રે ત્રણ ત્રણ કલાકે ધવરાવવું જોઇએ. એટલે આશરે સવાશેર દૂધ તેના પેટમાં જવું જોઇએ. ચોથા મહિનાથી દિવસે ત્રણ ત્રણ અને રાત્રે ચાર ચાર કલાકે ધવરાવવું જોઇએ. એટલે આશરે પોણા બશેર દૂધ બાળકના પેટમાં જવું જોઇએ. જેને ધાવણ બરાબર ન આવતું હોય, કંઠમાળ, ક્ષય કે બીજો કોઈ ભયંકર રોગ લાગુ પડયો હોય, તેણે બાળકને ધવરાવવું નહિ. બાળકને બીજું દૂધ આપવું. દાખલા તરીકે જેને પુષ્કળ દૂધ આવતું હોય તેવી ઉચા ગુણવાળી ધાવ પસંદ કરવી. ધાવ ન મળે તો બકરીનું અગર ગાયનું દૂધ આપવું. સારા તાજા ગાયના દૂધમાં ત્રણ ભાગ પાણી અને એક ભાગ દૂધ જુદાં જુદાં ઉનાં કરી દૂધ ઉપરની તર કાઢી લઈ માંહે જરા ખાંડ નાંખી મેળવી કરીને પાવું. જેમ જેમ બાળક ત્રણ માસથી મોટું થતું જાય તેમ તેમ પાણીનો ભાગ ઓછો કરતાં જવું. બાળકને કોઈ પણ ઢોરનું દૂધ માફક ન આવતું હોય તો ભાત કે ખીચડીમાં ચઢતાં જ ઘી નાંખવું, બરાબર ચઢયા પછી મસળી લાહી જેવો ભાગ કરી બાળકને ચટાડવો. ૭ માસનું બાળક થાય ત્યાં સુધી તેને ફક્ત દૂધ ઉપર જ ઉછેરવું. ૭ માસ પછી ધીમે ધીમે અનાજનો ભાગ આપતાં જવું. બાળકને ઘી, ખાંડ, ગોળ, કે. સાકર જેવા ગળ્યા પદાર્થો બહુ ભાવે છે, કારણ કે તેના શરીરને વધવાનું છે. પણ તે હદ ઉપરાંત આપવાથી નુક-

સાન થાય છે. કાચાં કે બગડેલાં ફળફળાદિ, મઠીઆ. ચણા, ધાણી, તેમજ લાંબી મુદતના ખોરા થએલા પ્રસાદ વગેરે આપવા નહિ. નિયમિત વખતને અંતરે ખોરાક આપવો. આખો દિવસ ખા ખા કરવાથી તેની પાચનશક્તિ ઘટી જઈ જઠરને નુકસાન થાય છે.

ધવરાવનાર માતાએ કે આયાએ સાદો ખોરાક ખાવો. ભારે ખોરાક બાળકને ખવરાવવાથી અગર માતાએ ખાવાથી બાળકના પેટમાં ભરાવો થાય છે અને માંદુ પડે છે. કદાપિ બાળક માંદુ પડે તો તુરતજ સારૂં થવાના ઇલાજ લેવા જોઇએ. દાખલા તરીકે કડુ, કરીઆતુ, દીવેલ, બાળહરડે, મધ, અગર બીજી સાધારણ ઘસારવાની ચીજ ઘરમાં હાજર રાખવી જોઇએ. બાળકને સહેજસાજ તાવ આવે તો મોટી હરડે ઘસીને તેમાં મધ કે ગોળ નાંખી બાળકને પાવું જોઇએ, અગર દીવેલ ચામાં નાંખીને પાવું જોઇએ. બાળકના પેટમાં ભાર રહ્યો હોય તો બાંબને અગર મહુડાંને બાફી તેનું એક ચમચી પાણી બાળકને પાવું. તેનાં પાંદડાં કે મહુડાં તેના પેટે બાંધવાથી પણ બાળકને આરામ થાય છે. થોરીઆનાં પાંદડાં અંગારા ઉપર ઉનાં કરી દીવેલ ચોપડી પેટે બાંધવાં, અગર એળીઆને વાટી ઉનો કરી પેટે ભરવાથી ખુલાસાબંધ ઝાડો થશે. બકરાની લીંડીઓ, ધાણીનો ધાહ, દીવેલીનાં બીજ અને મહુડાં ઝીણાં વાટી ખદખદાવી સેવાતાં સેવાતાં પેટે બાંધવાથી ગમે તેવા ભાર રહ્યો હોય તો પણ બાળકને સારૂં થાય છે. બાવટાના લોટનો શીરો કરી પેટે બાંધવાથી પણ લાભ થાય છે. અતિશય ભાર રહ્યો હોય ત્યારે બાળકની પાંસળીએ ખાડા પડે છે, અને બાળક હાંફે છે. તે વખતે પાંસળીએ જ્યાં ખાડા પડે ત્યાં થોરીઆના દુધના ત્રિશુળ કરવાથી ભાર વછુટે છે. આ બાબત અનુભવસિદ્ધ છે; પણ બહુ ભરવાથી ઉઠે નહિ તેની સાવચેતી રાખવી; અગર એળીઆના ત્રિશુળ થઈ શકે છે. નાના બાળકને ઉધરસ થઈ હોય તો અજમો રૂમાં નાંખી તેની દીવેટ કરી ઘીનો દીવો કરવો, અને છાતીએ નાગરવેલનું પાન મૂકે છે અને કપડા વડે શેક કરે છે જેથી બાળકને આરામ થાય છે. મોંમાં ઘી ચોપડી જવખાર પાવાથી અગર દુધને ઉનું કરી મીઠું તથા હળદર નાંખી પાવાથી ઉધરસ નરમ પડે છે. લસણુની કળીઓને ઘીમાં કકડાવી તેજ ઘી બાળકને પાવાથી ફાયદો થાય છે. બાળક માંદું પડવાનું હોય અગર તેને ભાર રહ્યો હોય ત્યારે, પ્રથમ ઉધરસ થાય છે. આવે સમયે તુરતજ ઇલાજ લેવા. ચંદન અને અજમો વાટી પાણી સાથે મેળવી પાવાથી પણ આરામ થાય છે અગર કેસર સાથે અજમો મેળવીને કે કેસરી ચંપાની કળી ઘસીને પાવાથી બાળકને આરામ થાય છે.

બાળક આખો દિવસ હાથ પગ હલાવ્યા કરે છે, હસે છે અગર પા પા કરે છે તેથી તેના શરીરને કસરત મળે છે. કેટલાંક બૈરાં બાળકને તેમ કરતાં અટકાવે છે. બાળક ઉધાં પડી ચાલવા માટે પ્રયાસ કરે છે અને દોડાદોડ કરી મુકે છે તે વખતે મારૂં બાળક થાકી જશે એમ ધારી માતાઓ તેને ગોદમાં લે છે તે ભૂલભરેલું છે. ઘણીવાર બેસાડી મૂકવાથી બાળક ખુંધાં થાય છે, અગર ઉભાં રાખવાથી તેના પગ રાંટા થાય છે. કેડે બેસાડીને ફરવાથી અગર ઝોળીમાં સુવાડવાથી તેની કમર વાંકી થઈ જવાનો અગર છાતી સંકોચાવાનો સંભવ રહે છે.

ખાટલા કે પલંગ ઉપર સુવાડવાથી બાળકો પડી જાય છે. પારણામાં સુવાડવાથી બાળક હરી ફરી શકે છે તેમજ હાથ પગ બરાબર હલાવી શકે છે વળી પડી જવાની પણ બીક રહેતી નથી. પારણામાં માકડ, ચાંચડ કે જીવજંતુ ભરાઇ ન રહે તેની સાવચેતી રાખવી. ખંખેર્યા બાદ તેને સુવાડવું જેથી વીંછી, કાનખજુરા, અગર બીજું જનાવર કે કંઈ વસ્તુ ભરાઇ રહે નહિ. બાળકને હુફાળા પાણીએ સાબુથી નવરાવવું. વાળ સાફ કરી પુષ્કળ પાણી રેડવું. નવરાવતી વખતે ઠંડા પવન ન લાગે તેની સંભાળ રાખવી. તેમજ કાનમાં પાણી ન પેસે તે બાબત સાવચેતી રાખવી. નવરાવ્યા બાદ કપડાથી શરીર લુછી ધોએલું ઝભલું પહેરાવવું. પછી ઉઘાડવાથી બાળક લાંબો વખત ઘસઘસાટ ઉંઘે છે. એકજ બાજુએ અગર જે બાજુએથી તેજ આવતું હોય તે બાજુએ હમેશાં સુવાડવાથી બાળક બાડું થાય છે. કેટલાંક બાળકો રાત્રે ઉંઘતાં નથી પણ દિવસે ઉંઘે છે. રાત્રે માતાને જાગવું પડે છે જેથી કંટાળીને અફીણ અગર બીજી કેફી વસ્તુની ગોળીઓ કરીને ગળાવે છે. તેના ઘેનમાં બાળક પડી રહે છે તે રીત પસંદ કરવા જોગ નથી. બાળકને આવી વસ્તુની હંમેશાં ટેવ પડે છે. વળી કુદરતી વલણને દબાવી પોતાના વહાલા બાળકને ઝેરની ગોળીઓ ખવરાવવી એ ઘણું શોચનિય છે. ગોળીઓ વાળી સૂકવવા મૂકી હોય તો બાળકના હાથમાં આવવાથી ઘણાં બાળકો ખાઈ જઈ મોતને શરણ થએલાં છે માટે ગોળી આપવાની રીત બહુજ નુકશાનકારક છે.

ધીમે ધીમે બાળકને રાત્રે સુવાની ટેવ પાડવી. ગરમીની મોસમમાં દિવસે સુવા દેવાં જોઈએ. ધાવણ છોડયા પછી છોકરાને ફક્ત રાત્રેજ સુવાડવાં. રાત્રે જાગતું હોય તેવા બાળકને મારીને, ધમકાવીને કે બીક બતાવીને

પરાણે સૂવાડવું નહિ. પારણા ઉપર મચ્છરદાની રાખવી. હિંચોળ્યા વગર ઉંઘવાની ટેવ પાડવી. ૭ માસ પછી બાળકને દાંત આવે છે તે વખતે કેટલાંક બાળકોને ઝાડા ઉલટી થાય છે, મોંમાંથી લાળ ગળે છે કે આંખો આવે છે. આવે સમયે બાળકની આંખો સંબંધી સંભાળ રાખવી. ઉના પાણીથી વારંવાર ધોયાં કરવી. સલ્ફ્યુરિકએસિડ અગર બોરિક એસિડની ભૂકી પાણીમાં મેળવી તેનાં ટીપાં પાડવાથી આંખો સારી થાય છે. બાળકો બબ્બે દિવસ સુધી આંખો ઉઘાડતાં નથી જેથી આંખમાં છારી વળી જઈ ફુલ પડવાનો સંભવ રહે છે માટે આંખો ઉઘડાવી ધોવી જોઇએ. બાળક આંખ ન ઉઘાડે તો ધોઇને ઘીનાં અગર દૂધનાં પોલ મકવાં. થોડીવાર પછી અંધારામાં લઇ જઇ વાસણ વગેરે ખખડાવવાં જેથી તરતજ આંખો ઉઘાડશે. પછી આંખો ધોઇને સાફ કરવી. બાળકના સાંધાઓમાં, વળામણમાં, કાનની પાછળ અને અને ડોકમાં મેલ ભરાઈ રહેવાથી ચાંદાંઓ પડે છે તે બાબત સંભાળ રાખવી.

છરી, ચપ્પુ કે બીજી ધારવાળી વસ્તુઓ, કાચ કે ઝેરી વસ્તુઓ રખડતી મકવાથી બાળકના હાથમાં આવે છે અને હાથ કાપી બેસે છે. પૈ, પૈસો, લખોટા વગેરે મોંમાં ઘાલે છે, અને ગળાની બારીમાં ભરાઈ રહેવાનો સંભવ રહે છે. ઉંચા એટલે બારીએ કે દાદરા પાસે બેસાડયાં હોય તો પડી જવાનો ભય રહે છે, અગર પડી જાય છે જેથી ઘણાં બાળકોને ખોડ આવે છે કે મોતને શરણ થાય છે. કલ્લાંઓ, વીંટીઓ વગેરે પહેરાવવાથી આંગળા કે હાથ પગ કંતાઈ જાય છે, અથવા તે ખોવાઇ જવાનો કે કોઇ કાઢી લેવાનો ભય રહે છે માટે ઘરેણાં પહેરાવવાંજ નહિ.

બાળક બહુ પજવે છે ત્યારે કેટલીક માતાઓ બાવાની, સાપની કે બીજી કોઇ રીતની બીક બતાવે છે. જેથી તેવાજ સંસ્કારો નાનપણથી તેનામાં પડે છે. કેટલીક માતાઓ બાળકને પજવતું અટકાવવા અંધારામાં કાઢી મૂકે છે અગર કોઠીમાં ઉતારે છે. જેથી સાપ કે વીંછી કરડવાને લીધે ઘણાં બાળકો મરણને શરણ થએલાં છે. બાળક ઉપર રીસ ચઢાવવી નહિ, અગર ક્રોધ કરી માર મારવાથી છોકરાં સુધરવાને બદલે બગડે છે. બાળકના સાંભળતાં અપશબ્દો બોલવા નહિ કે કોઇને બોલવા દેવા નહિ. કેમકે બાળક અનુકરણિય છે. તેને અમુક વસ્તુ જોવાની ભાંગવાની અને પાછી આખી બનાવવાની તથા નવી નવી બાબત જાણવાની જીજ્ઞાસા થાય છે. જેથી વસ્તુને ભાંગે છે, જુવે અને પાછી આખી બનાવવા જાય છે. વળી તે નકલી પ્રાણી છે જેથી બીજાની નકલ કરે છે અને તેની છાપ

તેના મગજમાં સચોટ પડે છે તે ભુસી નાખવી મુસ્કેલ છે માટે તેમને સારી વસ્તુઓ ને સારી છબીઓ બતાવવી અને સારા માણસોના સહવાસમાં રાખવાં. તેમને જુદા જુદા રંગનાં પોચાં રમકડાં રમવા આપવાં. રંગવાળી તેમ જ ચળકતી વસ્તુ તેમને વધારે પસંદ પડે છે. બાળક કંઈક બોલતાં શીખે કે તુરતજ અમુક વસ્તુનાં નામ બોલાવવાં અથવા અમુક વસ્તુનો રંગ કેવો છે, કેટલી છે તે બાબત શીખવવી. બાળકને કેળવણીની શરૂઆત જન્મથી જ થાય છે. એક કેળવાએલી, સુશીલ અને સદાચારી માતા સો શિક્ષકોની બરાબર છે. અઢી વરસનું બાળક સો સુધી ગણી શકે છે તેમજ કવિતા પોતાની મેળે ગાઈ શકે છે તે અનુભવસિદ્ધ છે. બાળકને ગાયન વધારે પસંદ પડે છે. દાખલા તરીકે ઘણાં બાળકો હાલરડાં ગાયા વગર સૂઈ રહેતાં નથી. પોતાની માતા હાલા ગાય છે તે કાન માંડી ને સાંભળી રહે છે અને છાનાં રહી જાય છે. બાળકને સારાં સારાં કપડાં પહેરવાનું તથા બહાર ફરવાનું બહુજ ગમે છે.

બકરીનાં, બિલાડીનાં, પોપટ કાગડા વગેરેનાં બચ્ચાં જોઇને બાળકને આનંદ થાય છે. બાળક સાથે દરેક માબાપે બાળક થવું, તેમની સાથે થોડો વખત વાતો કરવી, હસવું, તેમને હસાવવાં વગેરે બાળકને વધારે પ્રિય લાગે છે. બાળકને રમવા માટે નાનાં નાનાં રમકડાં ખરીદવાં જોઇએ. દાખલા તરીકે નાની સાવરણી, ટાપલી, વાડકી, થાળી, બેડું, તપેલી. જેથી પોતાના મા જે કામ કરે છે તે કામ કરવા છોકરાં તૈયાર થાય છે. તેમને માટે પાણીની તેમજ ખાવાની સગવડ નીચે રાખવી જેથી પોતાની ઇચ્છા મુજબ તે કામ કરી શકે. રમવાનો ઓરડો પણ જુદો રાખવો જોઇએ. નિશાળમાં સારા કેળવાએલા શિક્ષકના હાથ નીચે સોંપવાથી બાળક ચાલાક થાય છે. માતાથી ઉતરતો દરજ્જો શિક્ષકનો છે. હાલનાં અણસમજુ ઉછરતાં બાળકો તે ભવિષ્યનાં મહાન મનુષ્યો છે તે બાબત લક્ષમાં રાખવી. ભણી રહ્યા પછી સોળ સત્તર વર્ષે તેમની સંમતિ લીધા બાદ પરણાવવાં. બાળલગ્નની વિનાશકારક રૂઢીથી તેમને બચાવવાં તે સુશિક્ષિત માબાપનાં લક્ષણ છે.

---



# સ્ત્રીઓ અને દેશ-સેવા.*

[ લેખક—**શ્રીમતિ અવંતિકાબાઇ ગોખલે.** ]

જ્યાં જોઇએ ત્યાં મહાન ફેરફાર થઇ રહ્યા છે. દરેક દેશ અને દેશની પ્રત્યેક વ્યક્તિ, સત્ય અને ન્યાયની ઢાલ આગળ કરી પોતપોતાના હક માંગવા મંડી ગયા છે. જાણે સત્ય યુગની શરૂઆત થતી હોય એવો ભાસ થતો હોય એમ લાગે છે. યુરોપના પોલ લોકો કે આફ્રિકાના સીધી લોક પણ પોતાને માટે સ્વરાજ્ય મેળવવા તૈયાર થયા છે. આવી બધે ઠેકાણે ધડભાંગ ચાલી રહી છે તો આપણો હિંદુસ્થાન શાંત બેસી રહેશે? જરૂર નહિં. આ સમયજ મોટી ઉથલપાથલનો છે. આવો સમય આજ કેટલાંક વર્ષો થયાં આવ્યો ન હતો; અને હવે પછી આવશે એવું દેખાતુ નથી. જાણે કે એક મોટો ઉત્સવજ આવ્યો હોય એવું દેખાય છે. આ સંધિનો જો આપણે ઉપયોગ કરીએ નહિ તો આપણે મૂર્ખજ છઇએ એમ કહેવામાં કાંઇ હરકત નથી. હમણાંજ પુરા થએલા મહા યુદ્ધમાં હિંદુસ્થાને કરેલી અમૂલ્ય અને અવર્ણનીય મદદ ઇંગ્લાંડના સ્મરણમાંથી જતી રહી નથી. હિંદુસ્થાને કરેલી મદદથી ઇંગ્લાંડની આંખ ઉઘડેલી લાગે છે. આ વખતેજ આપણે યત્ન કરવો જોઇએ; અને આવો પ્રયત્ન જેટલા ઉત્સાહપૂર્વક અને જેટલા જોરથી આપણે કરીએ તેટલુજ જલ્દી આપાણું રાષ્ટ્રીય કામ—સ્વરાજ્ય મેળવવાનું કામ વહેલું પુરૂં થશે.

પ્રયત્ન કરવો જોઇએ એ વાત તો ઠીક, પણ તે કરવો કોણે? ફક્ત પુરૂષોએ કે સ્ત્રી પુરૂષોએ સાથે મળીને? જવાબ એટલોજ કે બંનેએ ભેગા મળીનેજ કરવો જોઇએ. સ્ત્રીઓ એટલે દેશનું અર્ધું અંગ—તો પછી રાષ્ટ્રીય કામમાં અર્ધા અંગને શા માટે ન લેવું? અલબત લેવુંજ જોઇએ. જેટલા માણસ રાષ્ટ્રીય કાર્યમાં વધારે તેટલું તે કાર્ય વધારે સ્હેલું. એટલે રાષ્ટ્રને માટે મહેનત કરવાની જેટલી જરૂર પુરૂષને છે તેટલુંજ કર્તવ્ય સ્ત્રીઓનું પણ છે.

---

* "ગુજરાતી હિંદુ સ્ત્રીમંડળ" સમક્ષ નૂતન વર્ષના બે બોલરૂપે શ્રીમતિ અવંતિકાબાઇ ગોખલેએ આપેલું વ્યાખ્યાન

રાષ્ટ્રને માટે દરેક સ્ત્રીએ કાંઈ પણ કરવું જોઇએ એવું સિદ્ધ થયા પછી, સ્ત્રીઓએ કેવી જાતનું કામ કરવું એ પ્રશ્ન તરતજ આવી ઊભો રહે છે. તેઓએ શું પુરૂષો પ્રમાણે મોટા મોટા વેપાર ખેડવા કે વિજ્ઞાનની શોધ કરવી કે ભાષણો કરવાં ? પ્રશ્ન બહુજ મહત્ત્વનો છે માટે આપણે તેનો સુવિસ્તર વિચાર કરવો જોઇએ.

આપણા હિંદુસ્થાનમાં હાલમાં ઘણું કરીને ત્રણ પ્રકારની સ્ત્રીઓ છે. પહેલા પ્રકારની સ્ત્રીઓ એવી છે કે જેને લખતાં વાંચતાં જરાએ આવડતુ નથી. બીજા પ્રકારની સ્ત્રીઓ એટલે કે જેને સાધારણ લખતાં વાંચતાં આવડતું હોય; અને ત્રીજા પ્રકારની એટલે કે જેઓએ ઉચ્ચ શિક્ષણ મેળવીને પદવી સંપાદન કરેલી છે. આ બધા પ્રકારની સ્ત્રીઓને એકજ જાતનું રાષ્ટ્રીય કાર્ય કરતાં આવડે નહિ. જે પ્રમાણે સુશિક્ષિત સ્ત્રીઓને પોતાના જ્ઞાનના બળ વડે દેશ-સેવા કરતાં આવડશે તે પ્રમાણે અભણ સ્ત્રીઓને આવડશે નહિ. માટે તેમનું કાર્ય-ક્ષેત્ર જુદુંજ હોય. માટે સર્વ પ્રકારની સ્ત્રીઓએ શું શુ કરવું જોઇએ તેનો પ્રથમ વિચાર કરીને પછી સુશિક્ષિત સ્ત્રીઓએ વધારે શું કામ કરવું જોઇએ તે તપાસીએ.

લખનૌની કોંગ્રેસ પછીના હિંદુસ્થાનના સ્વરાજ્યના ઇતિહાસે એક નવીનજ વલણ પકડેલી છે. તેની પહેલાં, હિંદુ-મુસલમીનોનો સ્વરાજ્ય માટે પ્રયત્ન હતો જ; પણ તે પ્રયત્ન બહુજ છુટોછવાયો હતો. તેમાં ઐક્ય ન હતું, અને હોય તે ફક્ત અંતઃકરણમાંજ હતુ. તે બહાર દૃષ્ટિગોચર ન હોવાથી રાજ્યકર્ત્તાના લક્ષમાંજ ન હતું. તે વેળા "તમારામાં ઐક્ય નથી એટલે સ્વરાજ્યને લાયક નથી" એવો તે લોકોનો આપણા ઉપર આરોપ હતો. પણ સને ૧૯૧૬ ની સાલથી લખનૌની કોંગ્રેસે ઇગ્લાંડની એવી ખાત્રી કરી આપી કે હિંદુ-મુસલમાન એક છે. તેઓમાં કોઈ જાતની વઢવાડ નથી અને તેથી હિંદુસ્થાન સ્વરાજ્ય માટે લાયક છે. ત્યાર પછી સત્યા-ગ્રહની ચળવળ ચાલી. હિંદુઓના મંદિરોમાં મુસલમાનોનાં ભાષણો અને મુસલમાનોની મશીદોમાં હિંદુઓની પ્રાર્થના થઈ. આવી વાત પછી ઐક્ય નથી એમ કોઈ કહી શકે નહિ.

પણ જે હિંદુસ્થાનમાં નેતાઓ ઐક્ય કરવા માટે મહેનત કરી રહ્યા હતા ત્યાંની સ્ત્રીઓએ શું કર્યું તે જોઇને મન ઉદ્વેગ પામ્યા વિના રહેતું

નથી. પુરૂષ વર્ગ જુદી જુદી જાતોને એક કરવા માગે છે ત્યારે સ્ત્રી વર્ગ અંદર અંદર પોતાનાજ ઘરમાં વઢવાડ લાવી ભાઈ ભાઇઓમાં વિક્ષેપ પાડે છે. આવું જોયા પછી આપણે સ્વરાજ્યને ખરેખરજ લાયક છઇએ કે નહિ એવો થોડો ભ્રમ ઉત્પન્ન થાય છે. બ્હેનો! તમે એમ કહેશો કે " અમારાં ઘરની ભાંજગડ અમારાં ઘરમાંજ થાય છે તે તો અમારા ઘરની વાત છે. " પણ બ્હેનો! તેમ નથી. તમારા કૃત્યથી તમે તમારૂં એકલાનું નુકસાન કરતાં નથી પણ તમે દેશદ્રોહ કરો છો. જે પ્રમાણે "Charity begins at Home" એટલે કે દયાની શરૂઆત ઘેરથીજ થાય છે, તે પ્રમાણે "Union begins at Home"–સંપની શરૂઆત ઘરથીજ થાય છે એમ કહેવામાં કાંઈ હરકત નથી. ઘરનાંજ માણસોમાં એટલે કે ભાઈભાઈમાં જ્યારે વઢવાડ શરૂ કરાવશો તો તેજ ભાઈ દેશ–સેવા કેવી રીતે કરી શકે? અને દેશમાં એકસંપી જમાવી સ્વરાજ્ય કેમ મેળવી શકે? મનાગીઓ! તમારા કૃત્યથી તમારા પોતાના ફાયદા માટે તેની દેશ–સેવામાં આડીખીલી થાઓ છો તેનો બરાબર વિચાર કરો.

આ જગ્યાએ મારી એક બેનપણીની વાત જરાક કહું તો તે અપ્રાસંગિક થશે નહિ એમ લાગે છે. તે અમથી અમથીજ પોતાના પતિ અને દેરને લડાવી મારી ધણી સાથે જુદી રહી. એક દિવસ મારે તેની સાથે વાત કરવાનો પ્રસંગ આવ્યો અને મેં તેને આ તકરારથી દેશને થયેલું નુકસાન બતાવી આપ્યું ત્યારે તેણે કહ્યું કે, " મારા આ કામથી દેશના કાર્યમાં આડી ખીલી પડી નથી પણ મેં થોડી ઘણી મદદ કરી છે. " મેં કહ્યું, " તે કેમ બને ? " એટલે તેણે જવાબ આપ્યો, " મારા કૃત્યથી મેં હિંદુસ્થાનમાં સ્વતંત્રતાનો ધડો બેસાડયો છે. સર્વ સ્ત્રીઓએ આ પ્રમાણે સ્વતંત્ર થવાનો યત્ન કરવો એટલે હિંદુસ્થાનને ચપટીમાં સ્વરાજ્ય મળશે ! " અરેરે ! કેટલા બધા ભૂલભરેલા વિચાર ! હિંદુસ્થાન સ્વતંત્રતા માગે છે એ વાત કબુલ, પણ તે સ્વતંત્રતા કઇ બાબતમાં જોઇએ એ વાત તે બ્હેને જરાએ લક્ષમાં લીધી લાગતી નથી. ભાઈભાઇઓને લડાવવાથીજ જો દેશને સ્વતંત્રતા મળતી હોત તો હિંદુસ્થાનનું કાર્ય આ કળીયુગમાં કયારનુંએ સફળ થઈ ગયું હોત.

માટે બ્હેનો, આવી રીતે કજીઆ ન કરાવતાં ઘરમાં ઐક્ય કરવાનો પ્રયત્ન કરો. તમારા આવા સુંદર કામથી રાષ્ટ્ર–કામની ઇમારતનો પાયો મજબુત થશે અને તેના ઉપર ઉભી કરેલી સ્વરાજ્યની ઇમારત ડોલશે

નહિ. આવી જાતનો સંપ સ્ત્રીઓ કરી શકે એમ છે. "અમે તો અભણ, અમને લખતાં વાંચતાં આવડે નહિ તો અમે શું દેશ-સેવા કરીએ?" એમ કહી શાંત બેસી રહેવાનું કાંઈ કારણ નથી. માટે સર્વ સ્ત્રીઓને મારી એટલી વિનંતી છે કે ઘરઘરમાં વઢવાડ કરાવવાનો નિંદ્ય ધંધો છોડી દઈ જ્યાં ત્યાં સંપ અને સુલેહ ફેલાવવા પ્રયત્ન કરો ને દેશના દેવામાંથી મુક્ત થાઓ!

કોઈપણ દેશની ઉન્નતિ કે અધોગતિ ઘણે ભાગે દેશના વેપાર ધંધા ઉપર આધાર રાખે છે. જે દેશનો વેપાર મોટો તે દેશ જલ્દી આબાદ થાય. ઈંગ્લાંડ તરફ નજર ફેંકો તો જોશો કે વેપારધંધાની વૃદ્ધિથીજ તે દેશ આટલો બધો જાહોજલાલી ભોગવતો થયો છે. અમેરીકા તરફ નજર દોડાવશો તો માલુમ પડશે કે છેલ્લાં ૧૫૦ વર્ષમાં વેપારને લીધેજ પ્રથમ પંક્તિનો દેશ બન્યો છે. જર્મની, જાપાન વિગેરે દેશોનો વિચાર કરશો તો તેજ વાત જણાશે. લડાઈમિ ત્રણચાર વર્ષમાં જર્મનીએ જે ટક્કર ઝીલી તે વેપારધંધાને લીધેજ. માટે આવી સ્થિતિ હોવાથી હિંદુસ્થાને વેપારની દિશામાં કાંઈજ પ્રયત્ન કરવો નહિ તે ઠીક ન ગણાય. પણ હિંદવાસીઓને પાસે જઈને જોઈએ તો ખબર પડશે કે હિંદીઓ વેપારનું મહત્ત્વ જાણતા નથી અને દેશનો નાશ કરે છે. દેશની ઉન્નતિમાં આડી ખીલી થાય છે એવું દેખાય છે. જ્યાં જોઈએ ત્યાં પરદેશી વસ્તુનો ફેલાવો થતોજ દેખાય છે. સ્વદેશી વસ્તુનો તો કોઈ ભાવ પૂછતું નથી. કારણ કે પરદેશી ચીજ દેખાવમાં જરા ઘાટઘુટવાળી દેખાય છે, અને સ્વદેશી ચીજ સુંદર કે ભપકાદાર લાગતી નથી અને વળી કીમત પણ વધારે પડે. સ્વદેશી બનાવટની વસ્તુમાં આવી જાતનો થોડો ઘણો દોષ છે એ વાત હું કબુલ કરૂં છું. પણ બ્હેનો, એટલાજ માટે તમે સ્વદેશી ચીજ વાપરો એવી મારી તમને આગ્રહપૂર્વક વિનંતી છે. કારણ કે સ્વદેશીનો છોડ તો હજુ ઉગતો છે. તેણે જરાક બહાર ડોકું કાઢયું છે અને જો તેને ઉત્તેજન નહિ આપો તો તેનું મૂળ ઉંડુ લાગશે નહિ. દેશમા ઉત્પન્ન થયેલી ચીજ દેશમાંજ ન વેચાય ને તેને ઉત્તેજન ન મળે તો પરદેશમાં તેને શું ઉત્તેજન મળવાનું હતું? મારે એટલુંજ કહેવાનું કે ભલે સ્વદેશી ચીજ જરા મોંઘી હોય તોપણ **સ્વદેશી ચીજ** જ વાપરો એટલે તરતજ એવી સ્થિતિ ઉત્પન્ન થશે કે સ્વદેશી વસ્તુ પરદેશી ચીજ કરતાં સોંઘી પડશે ને સારી પણ થશે.

જો આવી જાતનું ઉત્તેજન સ્વદેશીને મળે તો સ્વદેશી વેપારીઓ પોતાના માલમાં સુધારો કરશે. અને જલદીજ તમને પરદેશી વસ્તુ કરતાં વધારે ટકાઉ ને ભપકાદાર માલ આપવા માંડશે. આવી રીતે દેશના વ્યાપારને

ઉત્તેજન મળશે અને દેશની ઉન્નતિ થશે, માટે બ્હેનો, તમે એટલુંજ કરો કે થોડી ખોટ ખાઈને પણ દેશી બનાવટના માલને ઉત્તેજન આપો.

વખતે તમે એમ કહો કે “ અમે તો સ્ત્રી, અમે પરતંત્ર અમે સ્વદેશીને ઉત્તેજન શી રીતે દઈએ ? ” તો એમ નિરાશ થવાનું કંઇ કારણ નથી. પોતાને જોઇતી ચીજો, લુગડાં, કપડાં બંગડી વિગેરે ઘરસંસારમાં જોઇતી દરેક ચીજ સ્વદેશી વાપરો. અને ખાસ એટલી કાળજી રાખો કે **પરદેશી માલ તો બીલકુલ વાપરવોજ નહિ.** તમે તો ઘરના રાજા. તમારા પતિ ઉપર તમારૂં કાંઇ પણ વજન હોય તો તેને વિનંતિ કરો કે “ **આપણા ઘરમાં સ્વદેશી સિવાય બીજી વસ્તુ લાવવી નહિ.** સ્વદેશી ન મળે તો પરદેશી ચીજ એકવાર લાવશો તે ચાલશે, પણ સ્વદેશી ચીજોને લાત મારીને પરદેશી ચીજો વાપરો નહિ. આટલું કરશો તો તમે પુષ્કળ દેશ–સેવા કરી એમ કહી શકાય.

ભણેલી અને અભણ એવી બધી બ્હેનોને કહેવા જેવી એક વાત ઘરેણાં વિષે કહેવાની છે. વખતે આ વાત તમને બધાને પસંદ પડશે નહિ તોપણ શાંત રીતે વિચાર કરશો તો આ વાત તમને સમજાશે. ઘરેણાંમાં જેટલું ધન રોકાયલું રહે છે તે કરોડો રૂપીઆ વ્યાપારમાં કામ લાગે અથવા તો તેનો ઉપયોગ દેશની ઉન્નતિમાં કામ લાગે. આપણા પતિ જેવું મૂલ્યવાન ભૂષણ આપણી પાસે હોય ત્યારે આપણને બીજાં ઘરેણાની જરૂરજ નથી. પણ વસ્તુસ્થિતિ બીજાજ પ્રકારની છે. સોના રૂપાના દાગીના મેળવવા માટે પતિ જેવા કિંમતી ઘરેણાંને દુ:ખ આપતી ઘણી સ્ત્રીઓ નજરે પડે છે. આ કાંઇ ઠીક કહેવાય નહિ. આટલુંજ નહિ પણ કોઈ કોઇ સ્ત્રીઓ કહે છે કે “ જે દેશમાં કાચું સોનું પાકે છે તે દેશની અમે સ્ત્રીઓ અમારા બાપદાદા કેવા મોટા થઇ ગયા ? શું અમે દરિદ્રીની માફક ઘરેણાં વગર ફરીએ ? અમારાં ભીખારી જેવાં કપડાં જોઈ બીજા દેશના લોકો અમને હસે નહિ તો બીજુ શું કરે ? ” બ્હેનો ! આપણા દેશની સ્થિતિ પાયમાલ થઇ છે તો પછી આપણને કોઇ ભિખારી કહે તેમાં શી નવાઈ લાગે છે ? દેશમાં હજારો ગરીબ લોકો અન્ન વિના તરફડીને મરે છે, તે વખતે પોતાની શ્રીમંતાઇ બતાવવા ઘરેણાંનો ઢગલો શરીરપર સીંચનારી સ્ત્રીઓ આપણી આ આર્યભૂમિમાં છે ત્યાં સુધી આપણા દેશના ઉદ્ધારની શી આશા રાખવી ?

માટે જે બ્હેનો દાગીના માટે પતિને દમે છે તે બ્હેનોને તથા જેને

દાગીનાની ખોટ નથી તેવી વ્હેનોને મારી પ્રાર્થના છે કે આજથી હવે દાગીના માટે તમે દમવાનું છોડી દો. અને ન માગતાં પણ જો પતિ દાગીના વાવી આપે તો તેને કહેવું કે "મારા સૌભાગ્યરૂપી અત્યંત મૂલ્યવાન અલંકાર મારી પાસે છે એટલે મને બીજા દાગીનાની જરૂર નથી. તે પૈસા તમે દેશ–કાર્યમાં ખર્ચો." અહાહા! એક પત્નીના મુખમાંથી આવા શબ્દો નીકળે તો પતિને કેટલો બધો આનંદ થાય અને હર્ષ સહિત તે દેશ–સેવામાં કેવા જોડાય?

કોઇ વળી શંકા કરશે કે ઘરેણાં ને દેશ–સેવાને શો સબંધ? પ્રશ્ન બહુજ સ્હેલો છે. અત્યારે હિંદુસ્થાનમાં કેટલીએ સંસ્થા છે જે બહુ સારી રીતે ચાલી શકે એમ છે, પણ પૈસાના અભાવથી તેનું કામ આગળ ચલાવવું બહુ મુશ્કેલ થઇ પડયું છે. દાખલા તરીકે સ્વરાજ્ય સંઘ, પૈસા ફંડ, ડેક્કન એજ્યુકેશન સોસાઇટી જેવી શિક્ષણ આપનારી સંસ્થાઓ. આવી સંસ્થાનો ઉદ્દેશ કેટલો બધો ઉચ્ચ છે અને તે સંસ્થાની ઉપયોગિતા કેટલી છે તે કહેવાની જરૂર નથી. અને તેના કામ પ્રમાણે તેને પૈસા બરાબર મળતા નથી એ કહેવાની કાંઇ જરૂર નથી, તો પછી પોતાનાં ઘરેણાંનો ઉપયોગ શું આવા રાષ્ટ્ર–કાર્યમાં ન થાય? તે રાષ્ટ–કાર્ય શું સ્ત્રીઓથી ન થઇ શકે?

બધી જાતની સ્ત્રીઓ કેવી જાતની દેશ–સેવા કરી શકે તેનો આપણે અત્યાર સુધી વિચાર કર્યો. હવે સાધારણ ભણેલી સ્ત્રીઓએ ઉપર લખેલા કાર્ય ઉપરાંત શું કરવું જોઇએ તે વિચારીએ.

જેવી રીતે રાષ્ટ્રની ઉન્નતિ થવામાં વેપાર એ મુખ્ય કારણ છે તેમ કેળવણી એ દેશોન્નતિમાં મુખ્ય કારણ છે. ઇંગ્લાંડ, જર્મની વિગેરે દેશો ફક્ત વેપાર ઉપર ધ્યાન રાખીને બેઠેલા નથી પણ શિક્ષણની બાબતમાં ખુબ કાળજી રાખે છે. માત્ર પુરૂષોજ કેળવાય તો દેશની ઉન્નતિ થઈ શકે નહિ પણ સ્ત્રીઓને સુદ્ધાં શિક્ષણ મળવુંજ જોઇએ. કારણ કે સ્ત્રીઓ દેશનું અર્ધું અંગ છે, અને અર્ધું અંગ અભણ હોય તો દેશ સુશિક્ષિત થાય નહિ માટેજ પુરૂષ અને સ્ત્રી બંનેએ શિક્ષણ અવસ્ય લેવુંજ જોઇએ.

પુરૂષોને શિક્ષણ આપવાની વ્યવસ્થા આપણા દેશમાં જો કે ઉત્તમ નથી તો પણ સાધારણ છે. પણ સ્ત્રીઓને શિક્ષણ આપવાની સારી સગવડ નથી. તે માટે એવી સગવડ કરી આપવાનું કામ સ્ત્રીઓનું છે.

શિક્ષણના ત્રણ પ્રકાર છે. પ્રાથમિક, માધ્યમિક અને ઉચ્ચ. આવી ત્રણે

જાતનું શિક્ષણ આપવું એ સાધારણ સ્ત્રીઓનું કામ નથી, પણ નાની બાળકીઓને પ્રાથમિક શિક્ષણ આપવું તે કામ તેનાથી બની શકે એમ છે. એટલે છોકરીઓના પ્રાથમિક શિક્ષણની જવાબદારી પોતાના અંગ ઉપર લઇને તે યોગ્ય રીતે પાર પાડવું જોઇએ, એ તેમનું કર્તવ્ય હોવું જોઇએ. માત્ર છોકરીઓને પુસ્તકીઉં જ્ઞાન આપવાથી ચાલી શકશે નહિ, પણ તેમને સ્વદેશાભિમાની અને નીતિમાન બનાવવાનો પ્રયત્ન કરવો જોઇએ. કારણ કે ન્હાનપણમાં જે છાપ પડે તે કોઈ દિવસ ભુંસાતી નથી. અને આજની બાલિકા તે આગળ ઉપર એક માતા થવાની છે, માટે આજથીજ તેનામાં તેવા ગુણની છાપ પડે તો તે પણ એક જાતની દેશ–સેવા કરેલી કહેવાય.

ઘરમાં સંપ જાળવી દેશમાં એકતા કરવી એ સ્ત્રીઓનો ધર્મ છે એ ઉપર કહી ગયા, પણ એટલું કર્યું એટલે આપણું કામ પુરૂં થયું એમ નથી. પણ ભણેલી બ્હેનોએ બીજાને આદર્શરૂપ થવું જોઇએ.

આદર્શરૂપ કેવી રીતે થવું એ પ્રશ્ન પછી આવશે. મારા મત પ્રમાણે તેનો એક ઉત્તમ ઉપાય છે. ગામમાં જે પ્રમાણે પુરૂષોની કલબ હોય છે તે પ્રમાણે સ્ત્રીઓની કલબ સ્થાપવી, અને તેવી રીતે ભેગી થયેલી સ્ત્રીઓ-માંથી સાધારણ ભણેલી સ્ત્રીઓને એક કરવી. આવી જાતનો પ્રયત્ન કોઈ કોઇ ઠેકાણે થએલો છે ને ત્યાં સફળતા પણ મળેલી છે. આપણાંજ શહેરની વાત કરીએ. અહિંઆ દર બુધવારે કેટલીક સ્ત્રીઓ એક કલબમાં મળે છે. તેઓનું કામ સાધારણપણે ઘરનું કામ કરવાનું હતું. કોઈ કોઈવાર ભાષણો પણ થાય છે. પણ તેનું પરિણામ એ આવ્યું કે ત્યાં ભેગી થનારી બધી સ્ત્રીઓમાં એક પ્રકારનું આપણાપણું ઉત્પન્ન થયું. આપણાપણું જે ઉત્પન્ન થયું તે એક જાતનું ઐકય કે બીજું કાંઈ? માટે ભણેલી બ્હેનોનું એજ કર્તવ્ય છે કે તેમણે ગૃહ–કાર્ય નિમિત્તે પોતાના ગામની સ્ત્રીઓને એકત્ર કરવી, ને યોગ્ય વખતે પોતાના જ્ઞાનનો થોડો ઘણો લાભ આપવો.

ઉપર કહેલી રીતથી કલબ સ્થાપન કર્યા પછી એક જાતનો ફાયદો થવા જેવું થાય છે. તે મંડળમાં મોટી પ્રખ્યાત સ્ત્રીઓને નિમંત્રણ આપી તેમની પાસે વ્યાખ્યાનો અપાવવાં જેથી તેમના બોધરૂપી અમૃત લાભ નહિ ભણેલી સ્ત્રીઓ, બાળકો તથા બાળકીઓ લઈ શકે. આ કંઈ ન્હાનો-સૂનો ફાયદો નથી.

ઉંચા પ્રકારનું શિક્ષણ લઈને મોટી ડીગ્રી ધરાવનાર બ્હેનોએ શું કરવું જોઇએ તેનો હવે વિચાર કરીએ. પ્રાથમિક ( મૂળ ) કેળવણીની જવાબદારી

સાધારણ શીખેલી સ્ત્રીઓએજ લેવી જોઇએ એમ આપણે આગળ કહી ગયા. હવે રહી મધ્યમ અને ઉચ્ચ પ્રકારની કેળવણી. આની જવાબદારી ડીગ્રીવાળી ભણેલી સ્ત્રીઓ ઉપર છે. પણ જો બરાબર વિચાર કરીએ તો વધારે ભણેલી સ્ત્રીઓ પોતાનું કર્તવ્ય બરાબર પાળતી હોય એવું લાગતું નથી. સાધરણ બી. એ. કે એમ. એ. સુધી સ્ત્રીઓ ભણે છે ત્યાં સુધી તેમનાં નામ સંભળાય છે, પણ એક ડીગ્રી મેળવ્યા પછી તેમનાં નામ પણ સંભળાતાં નથી. ઘણી ડીગ્રીવાળી સ્ત્રીઓ લગ્ન કરી સંસારમાં પડે છે, અને પોતાનું સમાજ પ્રત્યેનું કર્તવ્ય ભૂલી જાય છે એવું માલુમ પડે છે. સંસારમાં પડવુંજ નહિ એવો મારો મત નથી. સંસારમાં પડવું ખરૂં પણ તે સાથે આપણા કર્તવ્યનું ભાન રાખવું જોઈએ. બ્હેનો, તમે ભણેલાં છો, તમે સુધર્યાં છો તો શું દેશને તમારી પાસેથી કાંઈ માગવાનો હક નથી? દેશ તમને એમ શાંત બેસી રહેવા દેશે નહિ. તમારા જ્ઞાનનો, તમારા ભણતરનો કોઈ સદુપયોગ કરો એમ દેશ તમારી પાસે આશા રાખે છે. એટલે સુશિક્ષિત સ્ત્રીઓને મારી એટલી વિનંતી છે કે આજ સુધીનું જે આળસ હોય તે છોડો અને તમારૂં કર્તવ્ય સિદ્ધ કરો. દેશને તમારા જ્ઞાનની જરૂર છે તે જરૂર પૂરી પાડો. કન્યાકેળવણીની જ્યાં ત્યાં બુમ પડી રહી છે, છોકરીઓને છોકરાંઓની શાળામાં જઇને શીખવું પડે છે. કોઇ પ્રો. કર્વેના મહિલાશ્રમમાં જાય છે. ખરી જોતાં સુશિક્ષિત સ્ત્રીઓનોજ વાંક છે એમ કહેવામાં કાંઇ હરકત નથી.

આપણી બ્હેનો ભણેલી છે તો પછી સ્ત્રી-શિક્ષણની જવાબદારી પ્રો. કર્વે જેવા પુરૂષ ઉપર શા માટે પડે છે? તે જવાબદારી આપણેજ કેમ ન લઇએ? તેના કરતાં તેજ કામ શું આપણે સરસ રીતે નહિ કરી શકીએ? તો પછી શાળા કે પાઠશાળા સ્થાપવાની શા માટે આપણે તજવીજ ન કરીએ? આવો પ્રયત્ન આપણે કરવોજ જોઇએ. સ્ત્રી-શિક્ષણમાં આપણને થોડી ઘણી ખામી દેખાતીજ હોય તો આપણા અનુભવનો ઉપયોગ કરી તે દૂર કરવી જોઇએ. સ્ત્રી-શિક્ષણનું કામ આપણે હાથે ઉપાડી લઇએ. પુરૂષોને તે કામથી મોકળા કરવા જોઇએ. તેમને દેશનું ઘણું કામ કરવાનું છે, તો આની જવાબદારી આપણે લઈ લેઈએ અને દેશ-સેવા માટે ઘણાં માણસો ફાજલ પાડી શકીએ.

માસિકો અને વર્તમાનપત્રો એ જેમ વધારે પ્રગટ થાય તેમ દેશની ઉન્નતિ વધતી જાય એવો આજ સુધીનો બધાનો અનુભવ છે. માટે તે

દિશામાં પણ આપણે કંઇ કરવું જોઇએ. સુધરેલા દેશમાં માસિકપત્રો અને વર્તમાનપત્રોના ઢગલા આપણે જોઇએ તો માલુમ પડશે કે સુધરેલો દેશ આ બાબતમાં બહુજ આગળ વધેલો છે. ત્યાંનું એકે એક માસિક જોઇએ તો મન આશ્ચર્યમાં ડુબી જાય છે. રસીલી તથા બોધદાયક વાર્તાઓ, જુદા જુદા વિષય ઉપર લખેલા ઉત્તમ નિબંધો, દેશ પરદેશની જુદી જુદી જાતની જાણવાજોગ ખબરો, એવી કેટલીએ બાબતો તેમાં આવે છે. માટે આપણા માસિક અને વર્તમાનપત્રોને સુધારવા માટે નવા નવા માસિક ને વર્તમાન પત્રો કાઢવા જોઇએ એ હિંદુસ્થાનના લોકોનું કર્તવ્ય છે. આમાંનું પુરૂષ વર્ગનું કાંઇક કામ સ્ત્રીઓએ ઉપાડી લઇ તેનો બોજો હલકો કરવો જોઇએ. વળી આવા માસિકોની ખાસ જરૂર છે. ખાસ સ્ત્રીઓને માટે સ્ત્રીઓએ કાઢેલાં એવાં માસિક કે વર્તમાનપત્ર હિંદુસ્થાનમાં કેટલાં છે? બહુજ થોડાં. તેથી સ્ત્રીઓને માટે સ્ત્રી ઉપયોગી પુષ્કળ માહિતી આપતું માસિક આપણા દેશની સ્ત્રીઓએ શું ન કાઢવું જોઇએ? અને એમ કોણ કહેશે કે સ્ત્રીઓ પુરૂષો કરતાં આવું માસિક વધારે સારી રીતે નહિ ચલાવી શકે?

## દવા વગરના ડાક્ટર.

સૂર્યનો તડકો અને તાજી હવા સાજા માણસોને ઉપયોગી છે તો માંદાં માણસોને તે વધુ જરૂરની અને ઉપયોગી છે. સેનેટેરીયમો અને દરિયા કિનારાંનાં મકાનો ઘણાં ખરાં માંદાં માણસોને સાજાં કરવાનો જશ ખાટી જાય છે તેનું કારણ કાંઇજ નહિ પણ એ મકાનોમાં વગર પૈસે મળીતી સૂર્યના પ્રકાશ અને ખુલ્લી હવા રૂપ કુદરતી હવાજ છે; જેના પૈસા માણસ જાતને આપવા પડતા નથી. સૂર્યનો પ્રકાશ, સ્વચ્છ હવા અને સ્વચ્છ પાણી એ ત્રણ કુદરતી મફત દવાઓ છે, તો માણસોએ શા માટે તેનો ત્યાગ કરી બનાવટી ખનિજ અને પ્રવાહી દવાઓ ખાવી જોઇએ? જે લોકો ફુરસદનો બધો વખત આ પ્રમાણે ખુલ્લી હવામાં આવેલાં મકાનોમાં ગાળે છે તેમને આરોગ્યતા પ્રાપ્ત થાય છે, અને શહેરી લોકો કરતાં તેઓ વધારે આરોગ્યતા રહે છે. શહેરમાં વસતા શહેરીઓએ હંમેશાં ખુલ્લી હવામાં ફરવાનો મહાવરો રાખવો જોઇએ. ઇંગ્લંડના જે મહાન નરો લાંબુ આયુષ્ય ભોગવી ગયા છે તેઓ હંમેશાં ખુલ્લી હવામાં ફરવાની ટેવ પાડવાથી અને યોગ્ય કસરતથી પોતાની જીંદગી લંબાવી શકયા છે.

# આપણા મહેમાન.

[ અનુવાદકઃ—બેન કાશી દેવચંદ રામજી. ]

આપણા દેશમાં કોઈ પણ મહેમાન કોઇને ઘેર આવતો તો ઘરનાં બધાં માણસ બહુજ ખુશી થતા અને બધા લોક તેની સેવામાં લાગી જતા. તેઓ એમ માનતા હતા કે જાણે ભગવાન આવ્યા છે. હિંદુ લોકો અતિથિને ભગવાન રૂપ માને છે. પરંતુ તે વાત તો પહેલાં હતી હવે તેમ નથી. પહેલાંના વખતમાં તો ખરેખરજ મહેમાનને સાક્ષાત્ ઈશ્વર માનવામાં આવતા, અને ઇશ્વરના રૂપે જ તેની સેવા ચાકરી કરવામાં આવતી. ગરીબમાં ગરીબ મનુષ્ય પણ મહેમાનની સેવા કરવામાં ચુકતો નહિ, ગમે તો તે દિવસે ઉપવાસ કરવો પડે.

આજ કાલ તો આપણે બધા લોકો સમ્બન્ધી ભાઇબ્હેનોને જ મહેમાન ગણીએ છીએ. પણ કોઈ પણ રસ્તે ચાલતો ગરીબ માણસ આપણે ઘેર આવે તો આપણે બહુજ કચવાઇએ છીએ. અને તેને બે ચાર લુખી સુકી રોટલી આપીને બુહુજ મહેમાનગીરી કરી નાખી એમ ગણીએ છીએ. ઘણે ભાગે તો તે બિચારાને બે ચાર ગાળો પણ મળે. મહેમાનોની આ સ્થિતિ જે લોક ધનવાન કહેવરાવે છે તેને ત્યાં ઘણે ભાગે હોય છે. ગરીબોનું દુઃખ ગરીબો જ સમજી શકે છે એટલે ગરીબ લોકો તો ગરીબ મહેમાનની શક્તિ પ્રમાણે થોડી ઘણી પણ સેવા ચાકરી કર્યા વિના રહેતા નથી.

એક મોટો જમીનદાર હતો. તેને કંઈ પણ છોકરૂં નહતું. તે પુત્રની આશાએ સાધુઓની બહુજ સેવા ચાકરી કર્યા કરતો હતો. કેટલાક નામ ધારી સાધુઓ તો તેને દરવાજે કાયમ પડયા રહેતા, અને બેઉ વખત સ્વાદિષ્ટ ભોજન ખાઇને ગાંજાના દમ લગાવ્યા કરતા. એક દિવસ કોઈ ગરીબ મનુષ્યે તેને દરવાજે આવીને કહ્યું, કે મને કંઈક ભોજન આપો. જમીનદાર સાહેબને દયા આવી પણ તેણે પોતાના નોકરને કહ્યું કે તેને એક પસો દઇને રવાના કરી દે. તે મનુષ્યે તે પૈસો તો લઈ લીધો. પરંતુ કહ્યું કે "હજુર, હું તો કંઇક ભોજન માગું છું." જમીનદાર સાહેબ બોલ્યો કે "નકામો બકબક કર નહિ.ચાલ્યો જા. અહિં ભોજન બોજન કંઇ નહિં મળે."

પરંતુ તે ભીખારી ત્યાંથી ગયો નહિ. તે જાણતો હતો કે જમીનદાર સાહેબ બે ચાર સાધુને જમાડયા વિના જમતા નથી. આથી તે જમવાનો

વખત થશે ત્યારે મને બોલાવી લેશે એવી આશાથી બેસી રહ્યો. તે દિવસે અકસ્માત્ એવું થયું કે જમીનદાર સાહેબને ઘેર કોઇ પણ સાધુ આવ્યો નહિ અને જમીનદાર સાહેબને જમવાનું મોડું થવા લાગ્યું. તેઓ બહાર નિકળ્યા તો ત્યાં તે ભીખારીને બેઠેલો જોયો. તેણે કહ્યું, " અલ્યા ચાલ, તું ખાઇલે. તું બ્રાહ્મણ છોને ? " તેણે ઉતાવળો જવાબ આપ્યો, "હા. "

ભોજનના થાળ પીરસાયા, અને જમીનદાર સાહેબ તેની સાથે જમવાને બેઠા. આ ગરીબ માણસ કંઈ પણ બોલ્યા ચાલ્યા વિના ચુપચુપ બેસી રહ્યો. તેનાથી ખાઇ શકાયું નહિ. તે કંઈક વિચાર કરી રહ્યો હતો. છેવટે તે બોલ્યો, " હજુર સાહેબ, મને માફ કરો. હું એમ ન હોતો જાણુતો કે આપ મારી સાથે ભોજન કરવા બેસશો. હું ભોજનની આશાએ જૂઠું બોલ્યો છું, કે હું બ્રાહ્મણ છું. ખરેખર તો હું તો એક નીચ જાતિનો માણસ છું. "

જમીનદાર સાહેબ આ સાંભળીને ક્રોધથી લાલચોળ થઈ ગયા અને તેણે ગુસ્સાથી તે ભીખારીને મારીને બહાર કાઢી મુકયો.

તે દિવસે રાતે તે જમીનદારને એક સ્વપ્ન આવ્યું. તેમાં તેને કોઇ માણસે આવીને કહ્યું કે " તમે આજે બહુ ખરાબ કામ કર્યું છે. જેને તમે નીચ કહ્યો તેને ઇશ્વરે કેટલા આદરથી આટલા બધા દિવસ સુધી સંભાળી રાખ્યો છે ? શું તમે તેને એટલો હલકો માન્યો કે તેને તમે થોડી વારને માટે પણ તમારા ઘરમાં બેસાડીને જમાડી શકયા નહિ ? અરે ! મૂર્ખ, કોણ નીચ છે અને કોણ ઉચ્ચ છે ? કોણ ગરીબ છે ને કોણ ધનવાન છે ? ઇશ્વરની નજરે બધા સરખાજ છે. તો પછી ઇશ્વરના પેદા કરેલા પ્રાણીઓમાં એવો ભેદ પાડીને એટલો બધો પાપનો બોજો શામાટે ઉઠાવી લ્યો છો ? ગરીબ માણસોજ બધાના મહેમાન છે. "

જમીનદારની આંખ ઉઘડી ગઈ. એમણે બીજેજ દિવસે ગરીબોને માટે એક અતિથિશાળા તથા સદાવ્રત ઉઘાડયું.

ખરી વાત છે કે દરીદ્રો દુઃખી હોવાથીજ આપણો હાથ પગ મજબુત રાખે છે. તેને નીચ જાતિના સમજીને તથા તેને મેલા દેખીને આપણે તેને અડતા નથી અને તિરસ્કાર કરીએ છીએ !

પણ આપણે વિચારવું જોઇએ કે એમ કરવાને કયો વિશેષ અધિકાર આપીને પરમેશ્વરે આપણને અહીં મોકલ્યા છે ?

**ગરીબો એ આપણા સહુના મહેમાન છે.**
**ગરીબોમાંજ ભગવાન રહે છે.***

---

* હિંદી ઉપરથી.




[ શ્રી દક્ષિણામૂર્તિ બાલમંદિરનાં બાલકોની માતાઓને અપાએલ ભાષણમાંથી. ]

પ્રિય માતાઓ,

તમે બાળકને કદી પણ મારો નહિ. તમને કદાચ લાગતું હશે કે બાળકને માર્યા વિના તો કદિ પણ ચાલેજ નહિ. બાળકો આખો દહાડો માથું ખાયા કરે, તોફાન કરે, કજીયા કરે, ને કવરાવી મૂકે તેમને તે માર્યા વિના કેમજ ચાલે ? એવો પ્રશ્ન તમે કદાચ મને પૂછશો. પણ હું તમને વિનતિ કરીને કહું છું કે તમે બાળકોને મારો નહિ. એકવાર બાળકને મારવાનું કામ છોડી દ્યો અને પછી ખાત્રી કરો કે તમારે બાળકને મારવાની જરૂર હતી કે નહિ.

બાળકો તો પ્રભુને ઘેરથી અહીં પધારેલા નાના દેવો છે. તમે જાણો છો કે બાળક માટે તો આપણે પત્થર એટલા દેવ કરીએ છીએ. બાળકો ઘરનું ઘરેણું છે, બાળકો ધનનો અમૂલ્ય ખજાનો છે, બાળકો દેશનું જવાહીર છે. આવાં મોંઘાં બાળકોને આપણે શા માટે મારીએ ? પ્રભુએ તમને પ્રેમથી આપેલાં બાળકોને મારતાં તમને એ પ્રભુના પ્રેમનો વિચાર કેમ નથી આવતો ?

હું જાણું છું કે બાળકને મારવાની તમને કંઈ હોંશ થતી નથી. મોટો લાભ લેવા માટે તમે તેને મારતાં નથી એ પણ હું જાણું છું. પણ છતાં તમે તેને મારો છો; તેનું એક કારણ એ છે કે તમે તેનાથી કંટાળી જાઓ છો. કેટલીક માતાઓ બીજાની દાઝે પોતાના પ્રિય બાળકને મારે છે. કેટલીક માતાઓ બીજા ઉપરની રીસ પોતાના બાળક ઉપર ઉતારે છે. કેટલીક માતાઓ પોતાની આળસના કારણે પોતાનું શરીર નથી ચાલતું તેથી બાળકને મારે છે. કેટલીએક માતાઓનો મિજાજ એવો ગરમજ રહે છે કે ઘડી ઘડીમાં તે ખોવાઈ જાય છે ને તેને પરિણામે

બાળકને માર પડે છે ને કેટલીએક માતાઓ પોતાની નિર્બળતાને કારણે પોતાનાં બાળકોને ઢીબે છે. માતાને આ શરમાવનારૂં છે. માતા તે તો માતા !! એને આવું તે શોભે !

મારવાનું કામ તો કસાઇનું છે, ઘાતકીનું છે. મારવાથી પરમેશ્વર આપણા પર પ્રસન્ન કેમ જ રહે ? બાળક ગરીબ, પરાધીન અને નિર્બળ છે. તેનામાં તાકાદ નથી તેથી તેને મારશો તોપણ તે ડુસકાં ભરતું ભરતું પાછું તમારાજ ખોળામાં આવીને બેસશે. તે બીચારૂં ક્યાં જાય ! તમે પણ બાળકને મારીને ઘણીવાર રડો છો અને પસ્તાવો કરો છો. જે તમને ગમતું હતું તે પ્રભુએ તમને આપ્યું છે. પ્રભુને એ પાછું દઈ દેવાની મરજી ન હોય તો તેને જરૂર મારો તો નહિ જ. મારથી ટેવાએલાં બાળકો રાંકડાં, રોઈ પડે તેવાં, ગરીબડાં, નમાલાં અને પોતાની માની વાત યાદ આવે ત્યારે કોઈ રાક્ષસીની વાત સંભારીને બ્હી મરે તેવાં હોય છે. જાણી જોઇને આવાં બાળકો આપણે શું કામ બનાવીએ !

માતાનો પ્રેમ અદ્દભુત ગણાય છે. એ પ્રેમનો ખરો લાભ બાળકને ક્યારે મળશે ?

ગુસ્સાને લીધે તમે બાળકોને મારો છો. પણ ગુસ્સો તો નબળાઈ છે; એ કંઈ બળનું લક્ષણ નથી. તમે બાળકોને મારશો તો તેઓ મોટાં થઇને પોતાનાં બાળકોને મારશે ને એવી રીતે મારની પરંપરા પેઢી દર પેઢી ચાલશે તેનું પાપ તો તમને પણ લાગશેજ.

મારથી હિંસા થાય છે. બાળક નિસાસા મુકી મારનારને સંભારે છે ત્યારે કરુણાનો સાગર ઉછળે છે. બાળકને રડાવી તમારે કયું રાજ્ય લેવું છે ? એ બાલુડાંની આંતરડી આપણાંથી તે કેમ દુભાવાય !

ખરો સંયમ અને તપ બાળકોને નહિ મારવાના પ્રયત્નોમાં છે, એ ભૂલો નહિ.

ગિજુભાઇ બધેકા.



# બચ્ચાંઓ વિષે માતાઓએ જાણવા જેવું.

[ લેખક–ડૉ. ઇન્દુલાલ સેવકલાલ દવે, એમ. બી. બી. એસ. ]

## વજન.

જન્મ વખતે બચ્ચાંઓનું વજન સાધારણ ગુજરાતીઓમાં પાંચથી સાત શેર હોય છે. ચાર માસે તે બમણું થાય છે. બાર માસે ત્રણ ગણું, છ વર્ષે છ ગણું. અને ચૌદ વર્ષે બાર ગણું થાય છે.

## શ્વાસોચ્છવાસ.

| | | | | |
|---|---|---|---|---|
| ૨ માસથી ૨ વર્ષ સુધી | ... | ... | ... | દર મીનીટે ૩૫ |
| ૨ વર્ષથી ૬ વર્ષ સુધી | ... | ... | ... | ,, ૨૩ |
| ૬ ,, ૧૨ ,, | ... | ... | ... | ,, ૨૦ |
| ૧૨ ,, ૧૫ ,, | ... | ... | ... | ,, ૧૮ |
| ૧૫ ,, ૨૧ ,, | ... | ... | ... | ,, ૧૬–૧૮ |

ઉંમર લાયક પુરૂષના કરતાં સ્ત્રીના શ્વાસોચ્છવાસનો વેગ જરા ઉતાવળો હોય છે અને ખાસ કરી ગર્ભાવસ્થામાં.

## શરીરની ગરમી.

તંદુરસ્ત સ્થિતિમાં ગરમી ૯૮·૪° હોય છે. બગલ કરતાં જીભ નીચે એક ડીગ્રી વધારે હોય છે. પ્રાતઃકાલે જાગ્યા પછી સૌથી વધારે હોય છે અને મધ્ય રાત્રે ઓછામાં ઓછી હોય છે. હંમેશ આખા દિવસમાં થઈ વધારેમાં વધારે ૧·૮° નો તફાવત સાધારણ સ્થિતિમાં ઉપર કે નીચે હોય છે.

બગલની ગરમી ૯૭° હોય તો ભયજ નહીં. અથવા ૧૦૦° થાય તો પણ તાવ હોય નહીં.

સાધારણ સ્થિતિમાં ૯૮·૪°થી વધારે અથવા ૯૭·૩°થી ઓછી ગરમી હોય તો રોગ સમજવો. ૧૦૩°–૧૦૫° સખત તાવ. ૧૦૫°–૧૦૮° ભયંકર સ્થિતિ. ૧૦૮°–૧૦૯° મૃત્યુ સન્મુખ. પરંતુ જ્યારે તાત્કાલિક તાવ આવ્યો હોય અને ગરમી બહુ વધી જાય તો તેથી ગભરાવાની જરૂર નહીં. જ્યારે તાવ, ખાસ કરીને મેલેરીયાનો ચઢવા માંડે છે ત્યારે

ઘણી વખત ૧૦૬°–૧૦૮° થાય છે ત્યારે થોડીવાર પછી તે નીચો ઉતરવા માંડે છે.

'સંધીવા'ના તાવમાં ૧૦૪° તાવ ગંભીર સ્થિતિ સૂચવે છે. અને હૃદયમાં બીગાડ થતો હોવાનું સૂચિત થાય છે. 'કમળા'માં તાવ ચઢે તે ઇચ્છવા લાયક નહીં. પ્રસૂતિ પછીના પંદર દિવસમાં તાવ ચઢે તો પેઢુના અવયવોનો સોજો સમજવો. ક્ષય રોગમાં જો હંમેશ રહેતા તાવ કરતાં તે વધવા માંડે તો રોગ આગળ ફેલાયાનું સમજવું.

## સામાન્ય.

તંદુરસ્ત બાળક દિવસમાં અરાઢથી વીસ કલાક ઉંઘે છે.

ઘણું ખરૂં બીજાથી ત્રીજા મહીના પહેલા બચ્ચું પોતાનું માથું ઉંચકી શકતું નથી, અને પાંચમા માસ પહેલાં ટટ્ટાર બેસી શકતું નથી.

ચાલવાનું શરૂ કરવાનો વખત ઘણુંખરૂં દસમો મહીનો હોય છે; પરંતુ તેથી મોડું થાય તે રોગનું ચિહ્ન ગણાય નહીં.

બાળકને નિયમિત અંતરે ધવડાવવું જોઇએ તથા પાણી પીવડાવવું જોઇએ.

ધાવણ છોડાવવાનો વખત દસમાથી ચૌદમા મહીનાનો હોવો જોઇએ. પરંતુ શરૂઆતના ઉનાળાનો સમય પસંદ કરવો નહીં.

૭ માસ પહેલાં છોકરૂં જકથી રડતું નથી.

જો છોકરૂં માંદું હોઈ નાડીનો વેગ ૧૪૦ હોય તો અતિશય ખાવાથી તે થયેલાનું જાણવું. પણ જો માંદગીમાં નાડીનો વેગ માત્ર ૪૦ હોય તો મગજનો સોજો થયાનું જાણવું.

જીભ ઉપર જો સફેદ દહીં જેવી છારી હોય તો આંતરડાંનો બીગાડ સૂચિત થાય છે. જો જીભ રાતી, સૂકી અને ગરમ હોય તો આંતરડાંનો વરમ. ફીક્કી અને નરમ લબડતી હોય તો ઘણી જ અશક્તિ. અને જો જીભ બહાર કાઢતાં ધ્રૂજતી હોય તો જ્ઞાનતંતુની નબળાઈ સમજવી.

જીભ ઉપર સફેદ છારી હોય તો તાવ, પીળી છારી હોય તો કલેજું અથવા 'લીવર' અને હોજરીનો બીગાડ, સૂકી અને બ્રાઉન પેપરના રંગની હોય તો લોહીમાં કોઈ રોગનું ઝેર સખત ફેલાઈ ગયેલાનું, લાલ કીરમજી રંગની છારી હોય તો રતવા, ચળકતી હોય તો અપચો, ચળકતી અને ભૂરાશ પડતી હોય તો વારસાઇ 'સીફીલીસ'; એમ સમજાય છે.

કોઈ લાંબા વખતનો રોગ ન હોય અને ગાલ ઉપર લોહીનો ભરાવો થઈ રાતા થાય તો તાવ સમજવો. જો આ પ્રમાણે મોં, કાન અને કપાળ થોડા વખતથી જ રાતું થયું હોય અને આંખ બાડી થાય, આંખની કીકી મોટી નાની હોય, અને ઉપલો હોઠ ઢીલો પડી લટકતા જેવો હોય ત્યારે મગજનો સોજો અથવા એવું સમજાય છે.

સતત અને સહેજે દેખી શકાય તેવી કૃષ્ટતા હોય તો કોઈ ધીમો રોગ સમજવો.

આંગળીઓનાં ટેરવાં જાડાં થતાં જાય અને નખ ગોળ વળતા જાય તો રૂધિરાભિસરણમાં ફેરફારની નિશાની સમજવી.

હાથપગનાં હાડકાંના છેડા ફુલતા જાય અથવા હાથ અને પગ રીકકા થાય અને ચરબી વધતી જાય તો 'રીકેટસ્' નામનો રોગ, જેમાં લોહીમાં ચૂનાનો ભાગ ઓછો હોય તે સમજવો.

૭ માસ અને તેથી નાનાં બાળકોમાં આંખમાં જો આંસુ ન આવતાં હોય તો કોઇ ગંભીર રોગ થવાનું સમજવું. તીણી અને લાંબી ચીસોથી મગજ અને જ્ઞાનતંતુઓનો વરમ સમજવો.

જો બચ્ચાં પોતાનો હાથ વારંવાર માથા ઉપર દબાવ્યાં કરે અથવા પોતાનું માથું માના શરીર સાથે દબાવ્યાં કરે તો કાનમાં કાંઇ થયેલાનું સમજવું.

જો આંગળીઓ સતત મોંઢામાં વારે ઘડીએ ઘાલ્યાં કરે તો ગળામાં કાંઈ થતું હોવું જોઇએ.

માથું જો આમતેમ અફાળ્યાં કરે તો ગળામાં રૂંધણ થતી સમજવી.

અવાજ ખોખરો અને ન સાંભળી શકાય તેવો હોય તો ગળાનો સોજો સમજવો. પરંતુ જો અવાજ નરમ અને આજીજી કરતા જેવો હોય તો પેટનો કોઈ રોગ સમજવો.

ગળાની બારીના સોજામાં ઉધરસ ખોખરી અને સખત આવે છે. સસણીમાં બહુજ કર્કષ; દુઃખ થાય અને ઉધરસ ચોરાય તો 'ન્યુમોનીયા' અથવા તો પ્લુરીસી ફેફસાનાં પડનો વરમ. ઉંટાટીઆમાં એકદમ સખત અને સતત.

જો ઉધરસ સૂકી અને દુઃખ વિનાની હોય તો અપચો. દાંત આવતાં અડચણ અથવા તાવની શરૂઆત સમજવી.

શ્વાસોચ્છવાસ જો ધીમો અને વચ્ચે વચ્ચે અટકતો તથા નિઃશ્વાસ નાંખતો હોય તો મગજનો રોગ સમજવો.

પણ જો તે અચકાતો હોય તો પણ ઝડપથી ચાલતો હોય તો વરાધ. ઝડપથી ચાલતો પણ ઉપરછલ્લો હોય તો ગળાની બારીમાં તથા શ્વાસ-નળીમાં સોજો સમજવો.

થોડા વખતના આવેલા તાવમાં આખા દિવસમાંથી એક પણ વખત તાવ 'નોર્મલ' એટલે સર્વ સાધારણ ગરમી જેવો થતો નથી, પણ લાંબા વખતના જ્વરમાં તે દરરોજ એકાદ વખતનો 'નોર્મલ' થાય છે.

છેક બચપણમાં રોગ અને તેથી થતાં ચિહ્નો વચ્ચે બહુ સંબંધ નથી. કારણ સખત તાવ, બેચેની, ચીસો અને તાણ જેવી હાથપગની હીલચાલ, એ બધું ચોવીસ કલાક કરતાં પણ ઓછા વખતમાં નાબુદ થઈ જાય.

પ્રથમ વર્ષમાં બાળક બહુજ ઝડપથી વધે છે. એટલે કે ૭ થી સાત ઈંચ. ચોથાથી સોળમા વર્ષ સુધીમાં દર વર્ષે બે ઈંચના આશરે વધે છે. વીસમા વર્ષ સુધીમાં એક એક ઇંચ.

જન્મ વખતે લંબાઈ આશરે ૧૮-૨૦ ઈંચ હોય છે. અઢી વર્ષના બાળકની લંબાઈ તેની ભવિષ્યની ખરી લંબાઈ કરતાં બરાબર અડધી હોયછે !

દુધીયા દાંત વીસ હોય છે. તે ફુટવામાં ઘણુંખરૂં નીચલા જડબામાં પહેલું અને પછી તેવોજ દાંત ઉપલા જડબામાં આવે છે.

કરડવાનાં દાંતમાંનો વચલો દાંત પાંચમાથી આઠમા માસ સુધીમાં ફુટે છે. બાજુ ઉપરનો કરડવાનો દાંત સાતથી નવ માસ સુધીમાં; પહેલી દાઢ દસથી બાર માસ સુધીમાં, કુતરીઆ દાંત સોળથી વીસમા માસ સુધીમાં અને બીજી દાઢો વીસથી ત્રીસમા માસ સુધીમાં ફુટે છે.

બીજા અથવા કાયમના દાંત પાંચ ૭ વર્ષની વયથી આવવા માંડે છે. બાર વર્ષની વયે ચોવીસ અને ચૌદ વર્ષે અઠાવીસ દાંત ઘણુંખરૂં આવેલા હોય છે. ડહાપણની દાઢો અરાઢથી પચીસમા વર્ષ સુધીમાં આવે છે.




[ લખનાર:—રા. રા. હંસરાજ વી. ભદ્રેશ્વરા. ]

પરમકૃપાળુ પરમાત્માએ માતાના હૃદયમાં એવા મધુર ઝરાનું વહન કર્યું છે, કે જેનો પ્રવાહ કદાપિ અટકતો નથી. ન્હાનપણમાં બાલક સર્વ પ્રકારનાં પાપોથી રહિત અને પરમ પવિત્ર હોય છે. આટલા માટે પવિત્ર સ્થાનમાં રાખવાના હેતુથી પરમાત્માએ તેઓને માતાની ગોદ સમાન પવિત્ર સ્થાન અર્પણ કર્યું છે. બાલક ગમે તેટલું દુઃખી અને વ્યાકુલ હશે તો પણ માતાની ગોદમાં જતાં સર્વ દુઃખ વીસરી જશે. માતાનો સ્નેહ ગર્ભિત શબ્દ શ્રવણે પડતાંજ ત્હેમનું રડવું ભૂલી જાય છે, અને મ્લાન મુખ પ્રસન્ન બની જાય છે. માતાનો સ્નેહ મનુષ્યોને દેખાડવા માટે હોતો નથી. સંતાન એ માતાએ ઘણાં કષ્ટો વડે પ્રાપ્ત કરેલી સંપત્તિ છે. જો કે આ સંપત્તિ મોટી થયા પછી યોગ્ય નીકળે, માતાના ઉપયોગમાં આવે, માતાનાં ચરણોમાં ભક્તિરૂપી પુષ્પો અર્પી શકે તો તેના જેવી બીજી આનંદની વાત શી હોઈ શકે? ખરેખર! સંતાન એ માતાનું અત્યંત ઋણી છે. જે સંતાન માતાની ભક્તિ ન કરી શકે તે નરાધમ છે, નરપિશાચ છે, મનુષ્ય કુલમાં કલંકરૂપ છે. ત્હેનું મુખ જોવું તો દૂર રહ્યું પણ નામ લેવામાં પણ પાતક લાગે છે.

બધાં સંતાનો એ સમજી શકતાં નથી કે માતાને સંતાન એ પ્રાણ સમાન હોય છે. માતા તેમના સુખમાં સુખી અને દુઃખમાં દુઃખી થાય છે. માતાને પણ સંતાન સમાન હૃદયને શીતલ કરનારી બીજી કોઇ વસ્તુ છે જ નહિ એ પણ ભૂલવાનું નથી.

દુનિયામાં માતૃસ્નેહ વિના કોઇ જીવ રહી શકતું નથી.

વાઘ, રીંછ, સિંહ, આદિ હિંસક પ્રાણીઓ પણ પોતાનાં બચ્ચાં પર કેવો સ્નેહ દર્શાવે છે! કેટલા પ્રેમથી પાળે પોષે છે! તો પછી મનુષ્યનું તો કહેવાનુંજ શું? જે માતાના હૃદયમાં સ્નેહ નથી તે પિશાચ–રાક્ષસી સમાન છે.

સ્નેહનો આવો મધુર ભાવ છે, છતાં કોઈ જગાએ જોવામાં આવે છે કે સ્નેહની અધિકતાથી હિત કરતાં અહિત થઇ જાય છે. બધાજ વિષયમાં સંયમની ખાસ અગત્ય હોય છે. જે ભોજન વિના મનુષ્યોનું જીવવું કઠિન છે, તેનીજ અધિકતાથી ઘણી વખત રોગ ઉત્પન્ન થઈ કેટલીક વખત પ્રાણ પણ ગુમાવે છે. આ કારણથી બાળકની ઉમ્મર જેમ જેમ વધતી જાય તેમ તેમ સ્નેહની હદ બાંધતા જવી જોઇએ. આમ ન થવાથી કેટલાંક બાળકો આગળ જતાં એટલાં બધાં બગડી જાય છે કે અંતમાં તે મનુષ્ય કહેવડાવવા યોગ્ય પણ રહેતાં નથી. આવો પ્રેમ એ પ્રેમ ન કહેવાય. સંતાન પર શાસન રાખી ત્હેમની વર્તણુક સુધારવા યોગ્ય પ્રયત્ન કરવો એ દરેક માતા–પિતાની ફરજ છે.

જે બાળકથી વંશની કીર્તિ વધે, જે જ્ઞાતિ અને દેશ પર ઉપકાર કરી શકે તેજ યોગ્ય બાળક કહી શકાય. પ્રત્યેક માતાનું કર્તવ્ય છે કે તેમને બચપણથીજ ઉચ્ચ શિક્ષણ આપીને ચારિત્રની ખીલવણી, પોતાનો દેશ, જાતિ અને ભાષા પ્રત્યે ત્હેના મનમાં પ્રેમ વધારવાની કોશીશ કરવી. જે માતા આવી બાબતો પર લક્ષ આપી પોતાનાં બાળકોને કેળવે છે તેનોજ માતૃપ્રેમ સાર્થક છે.

કોઇ સ્ત્રી એવું ચાહતી નથી કે ત્હેમનું બાળક નાલાયક નીવડે. પરન્તુ એવું તો દ્રષ્ટિએ પડે છે કે ઘણી સ્ત્રીઓ સંતાન પ્રત્યેના પ્રેમના મોહમાં ફસાઇ ત્હેમના પર શાસન કરી શકતી નથી. તેમને અનુચિત કર્મ કરતાં જોઇ અટકાવી યા દબાવી શકતી નથી. બાળપણમાં બચ્ચાંઓનું હૃદય કોમળ હોય છે. અને તે વખતમાં ત્હેમનું હૃદય જે તરફ વાળો તે તરફ વળી શકે છે. માતાએ બાળકોને એવી કેળવણી આપવી જોઇએ કે જેથી તે બચપણ

થીજ વડિલો અને ગુરુજનો તરફ માનની દ્રષ્ટિથી નિહાળે! આવો કેળવણી ઘણી અગત્યની છે. જે માતા ત્હેમને સ્નેહબંધનમાં બાંધી સુમાર્ગે લઈ જઈ શકે તેજ માતાનો સાચો પ્રેમ છે.

સ્નેહ યા પ્રેમ એ મનુષ્યનો સ્વાભાવિક ધર્મ છે. સ્નેહ વડેજ મનુષ્યનું અંતઃકરણ અત્યંત કોમળ બની જાય છે. આ પ્રેમબંધનથી કોઈપણ છુટું થવા ચાહતું નથી. સ્નેહવેષ્ટિતમાતૃહૃદય સ્વર્ગીય ભાવપૂર્ણ રહે છે.

કદાચ સ્નેહ ન હોત તો સંસાર સ્મશાન સમાન અત્યંત ભયંકર હોત! સ્ત્રીઓનું હૃદય એ સ્નેહની જન્મભૂમિ છે. સ્નેહના મધુર બંધન વડે બાળકો આનંદિત રહે છે. નોકરચાકર આદિ સર્વ પૂરેપૂરા વશમાં રહે છે. દુનિયામાં સર્વ તરફ સ્નેહની દ્રષ્ટિએ નિહાળવું જોઇએ. સ્નેહની સીમા વિસ્તૃત કરવાથી ઉદારતા વધે છે. સ્ત્રીઓએ ફક્ત પુત્ર-પુત્રીનીજ પ્રેમની દાસી બનવાનું નથી, પણ ત્હેમણે ઘર-પરિવારના પ્રત્યેક સ્ત્રી પુરૂષથી માંડી દુનિયામાંના સર્વ જીવની કામના કરવી એ ઇષ્ટ છે. જાતા પોતાનાં પ્રાણપ્રિય સંતાન માટે જેમ જીવ અર્પવા તૈયાર થાય છે તેજ રીતે સર્વના સુખ માટે પોતાના સુખોપભોગનો ત્યાગ કરવા પણ તૈયાર રહેવું જોઇએ. સ્ત્રીઓ એ દુનીયામાં શાન્તિ અર્પનારી છે. ત્હેમના સ્નેહરૂપી ચાંદનીના પ્રકાશ સમાન બીજો કોઇ પ્રકાશ નથી. અર્થાત્ સ્ત્રીઓનો સ્નેહ મધુર ભાષણ, સરળતા આદિ પવિત્ર ભાવો વડેજ જીવનમાં સુખની પ્રાપ્તિ કરાવી શકે છે. માટે હે માતાઓ! જો ત્હમારી આંખોમાં અભિમાનનાં, ક્રોધનાં કે હિંસાનાં ચક્ર કોઇ નીહાળશે તો ત્હમારી ભક્તિ કોણ કરશે? ત્હમારૂં સન્માન પણ કોણ કરશે? કોઇ નહિજ. જો સ્નેહમયી બની બીજાનાં દુઃખ સંતાપથી દુઃખી બનશો અને તેથી ત્હમારી આંખોમાં અશ્રુ ભરાશે, ત્યારે તેજ અશ્રુબિન્દુ જનસમાજમાં કોટી કોટી ઉમદા મોતીઓની કિંમતમાં ગણવામાં આવશે! અસ્તુ!!!

———:૦:———




[લેખક:—રા. રા. કેશવપ્રસાદ છોટાલાલ દેસાઇ.]

રાષ્ટ્રીય મહિલા પાઠશાળામાં ગૃહવ્યવસ્થાના શિક્ષણ ઉપર ખાસ ધ્યાન આપવામાં આવતું હતું. ત્યાંનાં મુખ્ય અધ્યાપિકાનું તો એમ પણ કહેવું હતું કે અમારી પાઠશાળામાંથી જે કન્યા ગૃહવ્યવસ્થાની ખાસ પદવી લે, તે કોઇપણ ઘરની વ્યવસ્થા ઉત્તમ રીતે કરી શકે જ. હિંદુસમાજ-માં ધનવાન કુટુંબોમાં આવી કન્યાઓને ખાસ રોકવી જોઇયે. તેઓ તેવા મોટા ઘરનો કારભાર બહુ જ ઉત્તમ રીતે ચલાવી શકે. સુ-શિક્ષિત હોવાથી તેમના ઉપર વિશ્વાસ પણ રાખી શકાય. અને વળી અર્ધ-શિક્ષિત શેઠાણીને માથેથી કામનો ભાર ઓછો કરી, તેમને વિદ્યાવિલાસી પણ બનાવી શકે.

મુંબાઇ વિદ્યાપીઠમાં ગૃહવ્યવસ્થાનો વિષય નહોતો, અને રાષ્ટ્રીય વિદ્યાપીઠમાં તે હતો, તે વાત ઉપર ખાસ ભાર દઇને, આ બાઈ પ્રચાર-કાર્ય બહુ ઉત્તમ રીતે કરતાં હતાં, અને તેમણે ધીમે ધીમે પોતાની આસ-પાસના માણસોના મનમાં ઠસાવી દીધું હતું કે અમારી પાઠશાળાની પદવીધર કન્યાઓ તો જરૂર સુજ્ઞ ધનાઢ્ય કુટુંબોમાં નોકરી મેળવી શકશે, અને આબરૂદાર ગણાઈ સુખી તથા ઉપયોગી જીવન ગાળી શકશે.

પદવી લેનાર કન્યાઓનું પ્રથમ જૂથ નિકળ્યું. પદવીદાનનો મેળાવડો બહુ જ ધામધુમથી થયો. આ જૂથમાં સરલા સર્વનું ધ્યાન ખેંચતી હતી. ઉઘડતી ચામડી, ઘાટદાર મોં, ભરાઉ શરીર, અને નિખાલસ આંખો; દરેક રીતે ઘરરખુ ગૃહિણીનો ખયાલ આપે તેવી આમન્યાવાળી રીતભાત. છતાંયે દબાયલો, હિણાયલો ચહેરો નહિ. લોકો કહેતા હતા કે સરલાને કુંવારા રહેવાના અભિલાષ હતા. તેમજ સ્વાવલંબી થવાની પણ હોંશ હતી.

પદવીદાનને બીજે દિવસે મુખ્ય અધ્યાપિકાએ સરલાને બોલાવી અને પૂછ્યું:

"સરલા! તારા અભિલાષ હું જાણું છું. તેં ભવિષ્યનો કાંઈ વિચાર કર્યો છે ?"

"હા, વિચાર તો બહુએ કર્યો છે પણ બધું કાંઈ માગ્યું મળે ? મારે પરાવલંબી નથી થવું, સ્વાશ્રયી થવું છે. પણ શું કરી શકું તે પ્રશ્ન થાય છે. કોઇ વેપારીની ઑફીસમાં સેક્રેટરી થવાનું તો મને ના ગમે. જાતજાતના માણસો ત્યાં આવે. નિશાળની મહેતીજી પણ મારાથી ના થઈ શકાય. બધી કન્યાઓ સાથે શાંતિથી કામ લેવું બહુ જ કઠણ પડે. મને તો તે ના આવડે. વળી તેઓ જાતજાતના સવાલ પૂછે, અને તેના જવાબ મારે ત્યાંને ત્યાંજ આપવા પડે."

"સરલા! એતો તું નકામી ગભરાય છે. તને શિક્ષકનું કામ ગમતું ના હોય તે જુદી વાત છે. પણ તું તે કરી તો શકે જ, અને ઑફીસોમાં નોકરી કરતાં હિંદુ સ્ત્રીઓને ગભરામણ થાય, તે તો સમજી શકાય તેવું છે. પણ તને મૂળ સવાલ પૂછવામાં મારો એક મુદ્દો હતો. મારે એક નાની બેન છે. તેનાં લગ્ન થયેલાં છે. તેને ઉપરાઉપરી ત્રણ છોકરાં થયાં છે, અને હમણાં બેજીવવાળી છે. તેની તબિયત બહુ સારી નથી. એનો વર કમાય છે બહુ સારૂં. ઘેર ભટ, ચાકર, ઘાટણ છે. પણ ચાકર માણસોની દેખરેખ નીચે છોકરાં ઉછરે તે તેને કે મને પસંદ નથી. ઘરમાં કોઈ સારૂં, ઘરનાં જેવું માણસ હોય, તો ઘરની વ્યવસ્થા જાળવે તથા છોકરાં ઉપર દેખરેખ પણ રાખે. મારો વિચાર એમ છે કે આપણી વિદ્યાપીઠમાં "ગૃહવ્યવસ્થા"ની પદવી લીધેલી સ્ત્રીઓએ આવું કાર્ય શા માટે ના કરવું ? મારી બેનની ઉમર તારાથી ચાર પાંચ વર્ષે મોટી હશે. એટલે તમને બે જણાંને જલદી બેનપણાં થઈ જશે. વળી એનો સ્વભાવ એવો મીઠો છે કે કોઈ સાથે તેને તકરાર થાય જ નહિ. એના વરને તો બહાર ગામ બહુ ફરવું પડે છે. આઠ દસ દિવસે એક બે દિવસજ ઘેર હોય છે. એ તો બિચારો ઘરમાં પૈસા આપી જાણે છે. આપણા જુના રિવાજ પ્રમાણે તો આવે વખતે મારે જ ત્યાં જઇને રહેવું જોઇએ. પરંતુ આ પાઠશાળા છોડીને કાંઈ જવાય ? વળી પહેલાં તો જરા આછી સ્થિતિવાળાં સગાં આવે વખતે આવીને રહેતાં હતાં, પણ આ કાળમાં કોઇને તે ગમે નહિ. તું જો આ કામ સ્વીકારીશ તો કદાચ ધીમે ધીમે એક આવા ધંધાની પ્રથા પડશે. જો તને પોતાને આ સૂચના પસંદ પડતી હોય તો હું તારાં બાને પણ વાત કરીશ."

* * * * *

સરલા તેની નવી નોકરી ઉપર જોડાઈ છે. સૌ. વિમળાગૌરી સાથે, પ્રથમ મેળાપે જ તેને બેનપણાં થઈ ગયાં. વિમળાગૌરી સ્વભાવે ઘણાં જ નરમ હતાં. બોલતાં બોલતાં મોં ઉપર શેરડા પડી જતા હતા. જન્મારામાં કોઇને એમણે ધમકાવ્યું નહિ હોય. અને છોકરાં ! એ તો જાણે બાવલાંજ હતાં. બધાં જ તનદુરસ્ત અને રૂપાળાં. સરલાને તરત જ બધાં જોડે બની ગયું અને સરલામાશી બધાનાં લાડકાં બની ગયાં.

ઘરની વ્યવસ્થા પણ સરલાએ બહુ જ સારી રીતે હાથમાં લઇ લીધી. ઘરમાં નોકર–ચાકરો પૂરતા હતા, એટલે તે સંબંધમાં કાંઇ અડચણ નહોતી. ત્રણ દિવસમાં તો જાણે આખું ઘર જ ફેરવાઇ ગયું. પૈસાની ખોટ નહોતી. તરતજ સુતારને બોલાવીને કોઠારમાં ફેરફાર કરાવ્યો. દરેક અનાજ-ના ડબા ઉપર અને મશાલાની બાટલીઓ ઉપર ચીઠીઓ લગાડી દીધી. બધું સાફસુફ કરી દીધું. છોકરાઓ માટે એક ઓરડો તૈયાર થઇ ગયો. આખા ઘરમાં ખૂણે ખોચરે પડેલાં બધાં રમકડાં છોકરાંના ઓરડામાં આવી ગયાં. થોડી વિશેષ ખરીદીઓ પણ થઈ ગઇ, અને બધાં બાળકો તો સરલામાશી પાછળ ગાંડાં ગાંડાં થઇ ગયાં. નાનો તોફાની બચુ પણ સરલામાશીની મરજી વિરુદ્ધ કાંઈ પણ કરતો નહોતો. આ બધું જોઇને વિમળગૌરી તો બહુ જ આનંદ પામ્યાં. દરેક વાતમાં તેઓ સરલાને મદદ કરતાં હતાં.

જમવાના ઓરડામાં પણ બધું સાફસુફ થઇ ગયું. દરેકનો પાટલો અને બાજઠ નક્કી થયાં. દરેકનાં થાળી વાડકા પણ જુદાં થયાં, અને વધારા-માં દરેક થાળીના માપનું, ઝીણી જાળીનું ઢાંકણ આવ્યું. રસોડામાં તેમણે હાથે ચીતરેલા બે કાર્ડબોર્ડનાં પાટીયાં માર્યાં. " ખાવાની ચીજ ઉપર માંખી બેસવા દેતા નહિ. " નળ પાસે પાટીયું હતું કે " ભેજથી મચ્છર વધે છે માટે નકામું પાણી ઢોળતા નહિ. " બાગમાં ફુલ ઘણાંયે થતાં હતાં, પણ કોઇ દિવસ રસોડામાં ગોટો મુકાતો નહોતો. હવેથી બે ભીંતોએ બે ફુલદાની-ઓ જડાઇ ગઇ. તેમાં રોજ નવા ગોટા આવતા હતા. નાની નિમુએ કહ્યું કે હવે તો જાણે એમ લાગે છે કે આપણે ત્યાં રોજ ઉજાણીજ થાય છે.

વિમળાગૌરીએ કહ્યું: " મને કોઈએ એમ કહ્યું હોત કે પાઠશાળામાં તરતની ભણી ઉતરેલી એક કુંવારી બાળા આ રીતે ગૃહવ્યવસ્થા કરી શકે તો હું તેને હશીજ કાઢત. સરલાબેન, તમારા બનેવી જ્યારે ગામથી આવશે ત્યારે તેમને કેટલો આનંદ થશે ! આ વખતે એમનેમ મારે માટે બહુ જ

ચિંતા થયાં કરતી હતી, હવે એમના જીવને કેટલી નિરાંત થશે ! અને આ છોકરાંની બાબતમાં પણ મારી બધી ચિંતા જતી રહી છે. તમને તો પરમેશ્વરે જ મારે ઘેર મોકલ્યાં છે.”

સરલા ત્યાં એક અઠવાડીયું રહી તેવામાં તો જાણે હંમેશની તે ત્યાં જ રહેતી હોય એમ એને પોતાને પણ લાગવા માંડયું. નોકર ચાકરો પણ તેને વરતી ગયા, અને તેનું કહ્યું કરવા લાગ્યા. અને એ પણ એવી દયાળુ હતી કે કોઇ નોકરને અમુક કરતાં વધારે કામ પડે નહિ તે ખાસ જોતી. દરેક નોકરના ઘરની સ્થિતિ પણ તેણે ધીમાશથી ને મીઠાશથી પુછી લીધી હતી. નોકર તે લાગણીવાળું પ્રાણી છે, મનુષ્ય છે, એ વાત તે કદીયે વિસરતી નહિ. અને ઘરની ગોઠવણ કરવામાં નોકરની અનુકૂળતા પણ તેણે વિચારી હતી. અભણ નોકરો પણ આ જોઈ શકયા હતા, અને તેમના સ્વભાવ પણ ફર્યા હોય તેમ લાગતું હતું.

વિમળાગૌરીને તો સરલા આવી ત્યારથી જાણે જીવનમાં જ કાંઇ ફેરફાર થયો દેખાતો હતો. અત્યાર સુધી જીવન એટલે રગશીયું ગાડું, એમ એમને લાગતું હતું. એમની વાતોમાંથી પણ તે દેખાઇ આવતું હતું. પણ હવે જીવનનાં કાંઇ પ્રકાશ દેખાવા લાગ્યો. સરલાએ થોડાં પુસ્તકો પણ આણ્યાં હતાં. આજે “ રાઇનો પર્વત ” તેમને આપ્યો. પોતે આખી વાતનો સાર કહ્યો. પુસ્તકની ખાસ ખુબીયો કઇ છે તે કહી અને કહ્યું કે ‘ તમે હવે આ વાંચજો. તેમાંનાં થોડાં કાવ્યો હું બપોરે નવરાશે તમારી સાથે વાંચીશ.’ વિમળાગૌરીને આ પુસ્તકમાં બહુ જ રસ પડયો. બપોર સુધી-માં તો ચોપડી પુરી વાંચી. સરલાએ તેમાંનાં કાવ્યો મધુરા રાગથી ગાયાં. આખા કુટુંબને રસ પડવા માંડયો. સરલાએ જણાવ્યું કે ‘ શાળામાં અમે દિલરૂબા પણ શીખ્યાં છીએ. મારી દીલરૂબા હું ઘેરથી મંગાવી લઇશ.’

સરલાએ એક વાત જોઇ. સાધારણ રીતે વિમળાગૌરી કોઈ પણ બાબતમાં બહુ જ ઉત્સાહથી બોલતાં નહિ; પણ એમના પતિ સંબંધી વાત આવે કે તેઓ બહુજ ઉત્સાહથી બોલતાં હતાં. તે સમયે તેમની આંખમાં અજબ પ્રેમજ્યોતિ પ્રકાશતી હતી. તેમના મુખ ઉપર નવીન જ સુરખી આવતી હતી. બાળકોનાં તે વ્હાલસોયાં માતા હતાં. પણ પતિની વાતનો જાદુ તેમના ઉપર કાંઇ જુદો જ હતો. આ જોઇને સરલાને તેમના પ્રેમ માટે આદરભાવ થયો. એમના પતિ માટે ઉચ્ચ વિચાર બંધાયો. અને મનના ઉંડાણમાં—અતિ ઉંડાણમાં—એક નાની ભીતિ હતી તે દૂર

સરલા તેની નવી નોકરી ઉપર જોડાઈ છે. સૌ. વિમળાગૌરી સાથે, પ્રથમ મેળાપે જ તેને બેનપણાં થઈ ગયાં. વિમળાગૌરી સ્વભાવે ઘણાં જ નરમ હતાં. બોલતાં બોલતાં મોં ઉપર શેરડા પડી જતા હતા. જન્મારામાં કોઇને એમણે ધમકાવ્યું નહિ હોય. અને છોકરાં ! એ તો જાણે બાવલાંજ હતાં. બધાં જ તનદુરસ્ત અને રૂપાળાં. સરલાને તરત જ બધાં જોડે બની ગયું અને સરલામાશી બધાનાં લાડકાં બની ગયાં.

ઘરની વ્યવસ્થા પણ સરલાએ બહુ જ સારી રીતે હાથમાં લઇ લીધી. ઘરમાં નોકર–ચાકરો પૂરતા હતા, એટલે તે સંબંધમાં કાંઇ અડચણ નહોતી. ત્રણ દિવસમાં તો જાણે આખું ઘર જ ફેરવાઇ ગયું. પૈસાની ખોટ નહોતી. તરતજ સુતારને બોલાવીને કોઠારમાં ફેરફાર કરાવ્યો. દરેક અનાજના ડબા ઉપર અને મશાલાની બાટલીઓ ઉપર ચીઠીઓ લગાડી દીધી. બધું સાફસુફ કરી દીધું. છોકરાઓ માટે એક ઓરડો તૈયાર થઇ ગયો. આખા ઘરમાં ખૂણે ખોચરે પડેલાં બધાં રમકડાં છોકરાંના ઓરડામાં આવી ગયાં. થોડી વિશેષ ખરીદીઓ પણ થઈ ગઇ, અને બધાં બાળકો તો સરલામાશી પાછળ ગાંડાં ગાંડાં થઇ ગયાં. નાનો તોફાની બચુ પણ સરલામાશીની મરજી વિરુદ્ધ કાંઈ પણ કરતો નહોતો. આ બધું જોઈને વિમળ ગૌરી તો બહુ જ આનંદ પામ્યાં. દરેક વાતમાં તેઓ સરલાને મદદ કરતાં હતાં.

જમવાના ઓરડામાં પણ બધું સાફસુફ થઇ ગયું. દરેકનો પાટલો અને બાજઠ નક્કી થયાં. દરેકનાં થાળી વાડકા પણ જુદાં થયાં, અને વધારામાં દરેક થાળીના માપનું, ઝીણી જાળીનું ઢાંકણ આવ્યું. રસોડામાં તેમણે હાથે ચીતરેલા બે કાર્ડબોર્ડનાં પાટીયાં માર્યા. “ ખાવાની ચીજ ઉપર માંખી બેસવા દેતા નહિ. ” નળ પાસે પાટીયું હતું કે “ ભેજથી મચ્છર વધે છે માટે નકામું પાણી ઢોળતા નહિ. ” બાગમાં ફુલ ઘણાંયે થતાં હતાં, પણ કોઇ દિવસ રસોડામાં ગોટો મુકાતો નહોતો. હવેથી બે ભીંતોએ બે ફુલદાનીઓ જડાઇ ગઇ. તેમાં રોજ નવા ગોટા આવતા હતા. નાની નિમુએ કહ્યું કે હવે તો જાણે એમ લાગે છે કે આપણે ત્યાં રોજ ઉજાણીજ થાય છે.

વિમળાગૌરીએ કહ્યું: “ મને કોઇએ એમ કહ્યું હોત કે પાઠશાળામાં તરતની ભણી ઉતરેલી એક કુંવારી બાળા આ રીતે ગૃહવ્યવસ્થા કરી શકે તો હું તેને હશીજ કાઢત. સરલાબેન, તમારા બનેવી જ્યારે ગામથી આવશે ત્યારે તેમને કેટલો આનંદ થશે ! આ વખતે એમનેમ મારે માટે બહુ જ

ચિંતા થયાં કરતી હતી, હવે એમના જીવને કેટલી નિરાંત થશે ! અને આ છોકરાંની બાબતમાં પણ મારી બધી ચિંતા જતી રહી છે. તમને તો પરમેશ્વરે જ મારે ઘેર મોકલ્યાં છે.”

સરલા ત્યાં એક અઠવાડીયું રહી તેવામાં તો જાણે હંમેશની તે ત્યાં જ રહેતી હોય એમ એને પોતાને પણ લાગવા માંડયું. નોકર ચાકરો પણ તેને વરતી ગયા, અને તેનું કહ્યું કરવા લાગ્યા. અને એ પણ એવી દયાળુ હતી કે કોઇ નોકરને અમુક કરતાં વધારે કામ પડે નહિ તે ખાસ જોતી. દરેક નોકરના ઘરની સ્થિતિ પણ તેણે ધીમાશથી ને મીઠાશથી પુછી લીધી હતી. નોકર તે લાગણીવાળું પ્રાણી છે, મનુષ્ય છે, એ વાત તે કદીયે વિસરતી નહિ. અને ઘરની ગોઠવણ કરવામાં નોકરની અનુકૂળતા પણ તેણે વિચારી હતી. અભણ નોકરો પણ આ જોઈ શકયા હતા, અને તેમના સ્વભાવ પણ ફર્યા હોય તેમ લાગતું હતું.

વિમળાગૌરીને તો સરલા આવી ત્યારથી જાણે જીવનમાં જ કાંઇ ફેરફાર થયો દેખાતો હતો. અત્યાર સુધી જીવન એટલે રગશીયું ગાડું, એમ એમને લાગતું હતું. એમની વાતોમાંથી પણ તે દેખાઇ આવતું હતું. પણ હવે જીવનનાં કાંઇ પ્રકાશ દેખાવા લાગ્યો. સરલાએ થોડાં પુસ્તકો પણ આણ્યાં હતાં. આજે “ રાઇનો પર્વત ” તેમને આપ્યો. પોતે આખી વાતનો સાર કહ્યો. પુસ્તકની ખાસ ખુબીયો કઇ છે તે કહી અને કહ્યું કે ‘ તમે હવે આ વાંચજો. તેમાંનાં થોડાં કાવ્યો હું બપોરે નવરાશે તમારી સાથે વાંચીશ.’ વિમળાગૌરીને આ પુસ્તકમાં બહુ જ રસ પડયો. બપોર સુધીમાં તો ચોપડી પુરી વાંચી. સરલાએ તેમાંનાં કાવ્યો મધુરા રાગથી ગાયાં. આખા કુટુંબને રસ પડવા માંડયો. સરલાએ જણાવ્યું કે ‘ શાળામાં અમે દિલરૂબા પણ શીખ્યાં છીએ. મારી દીલરૂબા હું ઘેરથી મંગાવી લઇશ.’

સરલાએ એક વાત જોઇ. સાધારણ રીતે વિમળાગૌરી કોઈ પણ બાબતમાં બહુ જ ઉત્સાહથી બોલતાં નહિ; પણ એમના પતિ સંબંધી વાત આવે કે તેઓ બહુજ ઉત્સાહથી બોલતાં હતાં. તે સમયે તેમની આંખમાં અજબ પ્રેમજ્યોતિ પ્રકાશતી હતી. તેમના મુખ ઉપર નવીન જ સુરખી આવતી હતી. બાળકોનાં તે વ્હાલસોયાં માતા હતાં. પણ પતિની વાતનો જાદુ તેમના ઉપર કાંઇ જુદો જ હતો. આ જોઇને સરલાને તેમના પ્રેમ માટે આદરભાવ થયો. એમના પતિ માટે ઉચ્ચ વિચાર બંધાયો. અને મનના ઉંડાણમાં—અતિ ઉંડાણમાં—એક નાની ભીતિ હતી તે દૂર

થઇ. તેને એક શંકા હતી તેનું સમાધાન થતું લાગ્યું. પરપુરુષ કેવા હશે? એમની તરફથી કાંઇ ભય ખરો કે નહિ? એવા એવા સવાલો હવે મનમાં ઉઠતા નહોતા. આવતી કાલે મુકુંદરાય* આવવાનો તાર આવી ગયો. આજે વિમળાગૌરીનો ઉત્સાહ જ જુદો હતો. આજે એમનો આનંદ છલકાઇ જતો હતો. હજી તો એક અઠવાડીયા ઉપર એ ગયા છે, અને એટલામાંયે આટલો ઉત્સાહ! એવો વિચાર સહજ સરલાના મનમાં આવ્યો, અને આ દંપતીના પ્રેમ પ્રત્યે તેનો આદર વધ્યો.

* * * *

બીજે દિવસે સવારે મુકુંદરાય આવ્યા. તેઓ કદાવર બાંધાના અને દેખાવડા હતા. છોકરાં બધાં તેમને વિંટાઈ વળ્યાં. દરેકની જોડે તેમણે કાંઇ ને કાંઇ રમત કરી. તેમને પટાવ્યા અને હસાવ્યા. પછી વિમળાગૌરી પાસે બેઠા. તબિયતના સમાચાર પૂછ્યા, અને પોતાની મુસાફરીની વાતો કરી. વિમળાગૌરીએ સરલાની બધી વાતો તેમને કહી. અને એણે ઘરમાં કરેલા બધા ફેરફારો કહી બતાવ્યા. મુકુંદરાયને આ વાતમાં રસ પડચો. એટલામાં ચ્હા પીવાનો સમય થયો અને સરલા પણ ત્યાં આવી. વિમળાગૌરીએ તરત જ કહ્યું કે "આ અમારાં સરલાબેન." મુકુંદરાયે ડોકું નમાવીને વંદન કર્યું, અને કહ્યું: "સરલાબેન! અમારા ઘરમાં તમે બહુ ફેરફાર કર્યાં દેખાય છે, અને તે બધા માટે હું તમારો ઉપકાર માનું છું. વિમળા તો તમારાં વખાણ જ કર્યાં કરે છે."

સરલાના મોં ઉપર તો શરમના શેરડા પડી ગયા. આ સભ્યતા ભરેલા કથનનો ઉત્તર તે આપી શકી નહિ, અને જાણે કાંઈ બન્યું જ નથી એમ નાના બચુને રમાડવા મંડી ગઈ. આ વખતે તે બહુ જ મોહક અને આકર્ષક દેખાતી હતી. બધાંએ સાથે ચ્હા પીધી. તે વખતે તેણે મુકુંદરાય સાથે સહેજ વાત કરી. તે કયે ગામ ગયા હતા તે સંબંધી પૂછ્યું, અને ચ્હા પૂરી થતાં પોતાને કામે ચાલી ગઈ. મુકુંદરાયનો સ્વભાવ તેને બહુ જ ગમ્યો. તેઓ તેની સાથે બહુ જ સભ્યતાથી બોલ્યા હતા અને સભ્યતાથી જ વર્ત્યા હતા. હવે સરલાને મન આ ઘરમાં કાંઈ હરકત નહિ આવે એમ નક્કી થયું. બહારગામથી આવ્યા પછી પણ મુકુંદરાય તો બહુ જ કામમાં રહેતા હતા. ત્રણેક દિવસ આમ ચાલ્યું. ત્રીજે દિવસે રાત્રે

* આ પાત્ર એક અંગ્રેજી નવલકથામાંના એવા પાત્ર ઉપરથી સૂચિત છે.—કે. છો. દે.

વિમળાગૌરીએ વાત કરી કે કાલે સવારે તો એ પાછા બહાર ગામ જવાના છે, અને સાથે કહ્યું કે એટલા વહેલા એ જાય છે ત્યારે ઘેરથી ચ્હા પીધા વગર જ જાય છે. એટલે સવારે એમને માટે ખાસ કાંઇ જ કરાવવાની જરૂર નથી.

સરલાએ બાળકોને પ્રાર્થના કરાવીને સુવાડી દીધાં. મુકુંદરાય મોડે સુધી ઘેર આવ્યા નહોતા એટલે ભટ તથા ચાકરને યોગ્ય હુકમો આપી સરલા વિમળાગૌરી પાસે ગઈ, અને બે જણાંએ ઘણી વાતો કરી. આ વાતોમાં પણ સરલા વિમળાગૌરીનો મુકુંદરાય પ્રત્યેનો પ્રેમ જોઈ શકતી હતી. આ પ્રેમ અન્યોઅન્ય હતો, અને સરલાને પણ તે જોઇ ઘણો આનંદ થતો હતો. અંતે મુકુંદરાય આવ્યા અને સરલા પોતાના ઓરડામાં ચાલી ગઈ.

સરલાનો ઓરડો બંગલાને એક છેડે હતો. તે તરફ ત્રણ ઓરડા હતા. એકમાં વિમળાગૌરીનો સુવાનો ખંડ હતો. તેની સાથે છોકરાંઓનો ઓરડો હતો અને છેલ્લો સરલાનો હતો. સરલાના ઓરડાનું એક બારણું બાગમાં પડતું હતું. તે બારણે લાકડાની ત્રણ પગથીઆની નાની નિસરણી જ મુકેલી હતી. સરલા ઘણી વાર તે રસ્તેથી બારોબાર બાગમાં જઇને સવારની સહેલ ભોગવતી હતી. તે સવારે વહેલી ઉઠતી હતી અને બાગમાં ફરતી ફરતી નોકરોની પણ તપાસ લેતી હતી.

બીજે દિવસે તે વહેલી ઉઠી. બાગનો સુગંધીદાર પવન મેળવવા માટે તેણે બાગનું બારણું ઉઘાડયું. હજી પુરૂં અજવાળું થયું નહોતું. પોતે દાતણ કર્યું અને વાળ છોડયા. ચોટલો વાળવાના વિચારમાં તે ચાટલા આગળ ઉભી હતી. પોતાનાં કપડાનું પહેરેલાં પણ પૂરૂં ઠેકાણું નહોતું. બાગના બારણા તરફ તેની પીઠ હતી. તરત જ કાંઈક અવાજ તેને કાને પડયો. પાછું વળીને જોયું તો પહેલાં ભય લાગ્યો. પછી અચંબો લાગ્યો. વળી પાછો ભય લાગ્યો. બારણામાં તેણે મુકુંદરાય જોયા. તેમણે કપડાં પહેરેલાં હતાં. હાથમાં ગામ લઇ જવાની ચામડાની પેટી હતી. અંદર આવી તેમણે પેટી મૂકી, અને પાછા વળી બારણે સાંકળ વાશી. સરલા તો સ્તબ્ધ જ થઇ ગઇ. પ્રથમ એકદમ ચીસ પાડવાનો તેને વિચાર આવ્યો. પણ તે સાથે જ વિમળાગૌરીનો વિચાર તેને આવ્યો. હું ચીસ પાડું અને તે પ્રેમાળ પત્ની સાંભળે—અને બધી વાત જાણે તો તેને કેવો આઘાત લાગે! મુકુંદરાયની દાનત તો ચોખ્ખી જ દેખાતી હતી. તેના મનમાં તો કાંઇ શરમ

જેવું હતું જ નહિ. જાણે કોઈ ચોક્કસ ગોઠવણ મુજબ જ પોતે આવ્યા હોય તેમ તે વર્ત્યા.

"સરલા, હું જાઉં છું. જતાં પહેલાં તને મળું...એમ મારા મનમાં આવ્યું. તને જોઈ તે સમયથી જ હું તારા ઉપર મુગ્ધ બન્યો છું. હું તને સંતોષીશ. તારે કોઈ વાતની ખામી નહિ રહે." આમ બોલી તે સરલાની નજદીક આવ્યો...હવે શું કરવું! આ તો મોહાંધ થયા હતા. વિમળાગૌરી આ વાત જાણે તો તો તેમની અત્યારની શારીરિક સ્થિતિમાં કાંઈ નવું જુનું જ થઇ જાય! સરલાએ તરત જ નિશ્ચય કર્યો. જરા પાછી હઠી અને ગુસ્સાથી બોલી: "મુકુંદરાય, ખબરદાર જો આગળ વધ્યા છો તો! હમણાં આખું ઘર ભેગું કરીશ."

"વિમળા માટેની તારી લાગણી હું જાણું છું. એની ખાતર તું બૂમ ના પાડીશ." તે નફટ બોલ્યો, અને તેણે સરલાનો હાથ પકડયો.

"ચોર ! ચોર ! કોઈ આવો." મોટી બૂમ સરલાએ પાડી.

સરલાની આ નવી યુક્તિથી તે સ્તબ્ધ થઇ ગયો. તેણે એકદમ હાથ છોડી દીધો, અને બાગના બારણાની સાંકળ ઉઘાડી દીધી. તરત બાગમાં ઉતર્યો. પણ બીજી તરફથી માળી તે તરફ આવતો દેખાયો. એટલે એ પોતે પાછો બારણામાં પેઠો. અને મોટેથી "શું છે? શું છે? કોણ છે?" એમ પૂછવા લાગ્યો.

બીજી તરફથી વિમળાગૌરી અને ઘરના નોકરો દોડતા આવ્યા. સરલાએ તે બારણું ઉઘાડી નાંખ્યું. સરલા આખે શરીરે ધ્રુજતી હતી. અને વિમળાગૌરી આવ્યાં કે તરત જ તે તેમને વળગી પડી, અને તેને મૂર્છા આવી. વિમળાગૌરીએ તેનું માથું પોતાના ખોળામાં લીધું અને તેની સારવાર કરવા લાગી ગઇ.

મુકુંદરાયે કહ્યું કે "સારૂં થયું કે હું તે જ વખતે સ્ટેશન જવા નિકળ્યો. સરલાબેનની બૂમ મેં જ પહેલી સાંભળી ને હું સુભાગ્યે તેમના બારણા આગળથી જ જતો હતો. કોઈ હરામખોર આ બાગને બારણેથી જ અંદર પેઠો હશે અને તે જ રસ્તે નાઠો. પરંતુ એ કોઈ મારાથી દેખાયો નહિ. મેં માળીને બહાર રસ્તા ઉપર દોડાવ્યો તો છે. હવે ટ્રેનનો વખત થયો છે એટલે હું જાઉં છું. તમે જલ્દી દાક્તરને બોલાવો."

આમ કહી તે ચાલી ગયા. સરલાને ત્યાર પછી સખ્ત તાવ આવ્યો. તે છેક બીજે દિવસે સવારે ઉતર્યો. એના મનમાં તો હવે એકજ વાત

હતી. " આ ઘરમાં રહેવાય શી રીતે ? અને આવે વખતે **વિમળાગૌરીને** છોડાય પણ શી રીતે ? "

તે બહારથી સરળ દેખાતી હતી પણ અંદરથી બહુ જ મહદાકાંક્ષી હતી. આ બનાવ તેના મનમાં બહુ જ સાલતો હતો. '**વિમળાગૌરીની** લાગણી ખાતર એક વાર તો યુક્તિથી ભય ટાળ્યો. પણ હવે તો આ દુષ્ટ કદાચ તે વાતનો લાભ લેશે. ત્યારે શું હું અહીંથી જાઉં ? આ કામ મૂકી દઉં ? મેં આ કામ કાંઈ નોકરી તરીકે લીધું નથી. મારા મનમાં તો આ અનુભવ મેળવ્યા પછી કાંઈ કાંઈ કરવાનું છે. વિધવાઓ માટે એક ધંધો ઉભો કરવાનો મને અભિલાષ છે. ગૃહવ્યવસ્થાનો આદર્શ પ્રજા સમક્ષ રજુ કરવાનું મન છે. રસોઇયા, નોકરો અને ઘાટણોને કેળવવાની–તેમનાં કાર્યમાં કુશળ બનાવવાની–યોજના મારે તૈયાર કરવી છે, પણ જો શરૂઆત જ આવી થશે તો શું કરી શકાશે ! શું પુરૂષો બધા આવા જ હશે ? '

તે આમ ને આમ નિસાસા મુકતી હતી. અને **વિમળાગૌરી** તો એમ જ જાણતાં હતાં કે હજી ચોરનો ભય તેના મનમાંથી ગયો નથી. એ તેને બહુ આશ્વાસન દેતાં હતાં અને જાણે પોતાની નાની બહેન હોય તેમ તેની આળપંપાળ કરતાં હતાં.

* * * * *

પછી ત્રણ ચાર દિવસમાં જ બપોરે **વિમળાગૌરીના** નામનો તાર આવ્યો. તેમાં ઘણા જ ગંભીર સમાચાર હતા. **મુકુંદરાય** તે દિવસે એક ટ્રેનમા જતા હતા તે ટ્રેનને ગંભીર અકસ્માત નડયો હતો, અને ઘણા જીવની ખુવારી થઈ હતી. મરણ પામેલાંઓમાં **મુકુંદરાય** હતા, અને તેમના સામાનમાંથી નિકળેલા શિરનામા મુજબ તાર કરવામાં આવ્યો હતો. આ ખબર સાંભળી **સરલા** સફાળી ઉભી જ થઇ. તેનાં ભય ચિંતા મુંઝવણ જતાં જ રહ્યા. તેના વિચારો બંધ પડ્યા. તેણે વધુ તપાસ માટે સામા તાર કર્યા. **વિમળાગૌરીની** બેનને પણ ખબર આપી, અને ભલભલા ભાયડાને ભૂલાવે તેવી ચપળતાથી કામ કીધું.

બધી વિગતો જાણીને પણ કોઇને લાભ થયો નહિ. બિચારાં **વિમળાગૌરી** વિધવા થયાં. આશ્વાસન માત્ર એટલું જ રહ્યું કે **મુકુંદરાયનો** વીમો પ્રમાણમાં બહુ જ મોટી રકમનો હતો, એટલે કમાનાર ધણી જવા છતાંયે રહેણી કરણી ફેરવવાનો વખત આવ્યો નહિ. અને બાળકોનાં શિક્ષણ વગેરે માટે ચિંતા કરવા જેવું રહ્યું નહિ.

યોગ્ય સમયે **વિમળાગૌરીને** પુત્ર આવ્યો. પરંતુ પિતાના મૃત્યુ પછી

જન્મેલા બાળક માટે બધે આનંદ તો કયાંથી જ હોય! પરંતુ માતા પુત્રનાં શરીર સારાં હતાં. બધો ઘરનો ભાર સરલાને માથે હતો. આમને આમ વરસ દિવસ જોતજોતામાં વહી ગયો.

એક દિવસ સરલાએ વિમળાગૌરી પાસેથી જવાની રજા માંગી. તેણે કહ્યું, હવે મારી જરૂર અત્રે નથી. વિમળાગૌરીને તો આ સાંભળીને આઘાત લાગ્યો. તે સરલાને વળગી પડયાં, અને કહ્યું; "બેન, તમે કાંઈ મારાં ગુલામ નથી. સદાયે અહિં રહેવા બંધાયલાં નથી. પણ હું તમને એમ જલદી છોડનાર નથી. તમારા વગર મને જરાયે ગમશે નહિ. તમે અહિંથી શા મુદ્દાથી જવા માગો છો, તે તો મને જણાવશો ને?"

"વિમળાબેન, મને પણ આ ઘરમાં બહુ જ ફાવી ગયું છે. વળી મારા જ્ઞાનની અજમાયશ હું આ પ્રમાણે બીજે કોઇ ઠેકાણે કરી શકી ના હોત, એ પણ મને લાગે છે. અને આ છોકરાંને તો મુકી જવા મારૂં જરાયે દિલ ચાલતું નથી. પણ હવે અત્રે મારી જરૂર નથી. તમે હવે સાજાં થઇ ગયાં છો, અને બધું ઘર સંભાળી શકો તેમ છો. હવે મારો વિચાર ગૃહવ્યવસ્થાના આદર્શો આપણા લોકમાં વિશેષ પ્રસરે તેવા ઉપાય કરવાનો છે. વળી મારા મનમાં એમ પણ છે કે આપણા ઘરોમાં જે નોકરો, રસોઇયાઓ તથા ઘાટણો રાખવામાં આવે છે, તેમને જો જરા શિક્ષણ આપ્યું હોય, આરોગ્યના નિયમો કેમ સાચવી શકાય તે બતાવ્યું હોય, તો આપણાં ઘરો વધારે નિરોગી બને. આ બધાં માટે હું હવે વિચારો કરીશ અને પ્રયત્નો આદરીશ."

"સરલાબેન, હું તો એમ સમજી હતી કે તમે હવે તમારા પોતાના ભવિષ્ય માટે, સાંસારિક કારણોસર, અહિંથી જતાં હશો. પણ જો તમે આ સમાજસેવા માટે જ અત્રેથી જવા માંગતા હો, તો તો હું તમને નહિ જવા દઉં. તમારા ભાઇના મૃત્યુ પછી મારૂં જીવન શુષ્ક થઇ ગયું છે. તેમની કૃપાથી પૈસા ટકાનું મને દુઃખ નથી. ત્યારે હું પણ તમારી સાથે આ કાર્યમાં કેમ ના ભળું? તમારૂં જ્ઞાન અને મારૂં ધન. આ બધી બાબતમાં તમારા આદર્શો મને ઘણા જ પસંદ છે. અને પૈસેટકે સુખી વિધવાઓએ જ આ કાર્ય ઉપાડવાં જોઇએ. તમારાં જેવાં હજી ઉગતાં જ, સંસારસુખનો વિચાર કર્યા વગર આ માર્ગે વળે, તે જોઇને તો અમારે શરમાવું જોઇયે."

પરિણામે વિમળાગૌરી અને સરલા આ નવી દિશાએ કાર્ય કરવા લાગ્યાં છે. તેમની મદદમાં વિમળાગૌરીનાં બહેન તો છે જ. આ બધાના ભેગા પરિશ્રમનું શું પરિણામ આવે છે તે આપણે હવે પછી જોઈશું



# બાળ સ્વભાવ.*

[ લખનારઃ—રા. રા. હિમ્મતલાલ ગણેશજી અંજારિયા. ]

બાળસ્વભાવનો અભ્યાસ જરૂરનો છે એમ હજી તો આપણે માનતા પણ થયા નથી એમ કહી શકાય. આપણાં ભણેલાં અને સુધરેલાં કહેવાતાં માબાપો, અને અધ્યાપન મંદિરમાં બે ત્રણ વર્ષ રહી ઘટતી પદવી લઈ આવનાર આપણા શિક્ષકોમાંથી પણ ઘણા તેવો અભ્યાસ ભાગ્યેજ જરૂરનો સમજતા હશે.

અભ્યાસ કરવાની ઇચ્છાવાળા કોઈ હોય તો તેમને તે વિષયનાં ગુજરાતી ભાષામાં પુસ્તકો પણ થોડાંજ મળે. અંગ્રેજીમાં અને યુરોપની બીજી ભાષાઓમા બાળકો બહુ નાનાં હોય ત્યારથી તેમની રહેણી કરણી-અરે, તેમની ક્ષણેક્ષણની જીવનગાળણી વિષે નોંધ કરનાર લેખકો થઇ ગયા છે. આપણે ત્યાં તેવા કોઇ હજી સુધી થયા નથી—અને થયા હોત તો પણ આજ સુધીમાં તેમનાં પુસ્તક કાંઇ પ્રચલિત પણ ન થયાં હોત.

બાળકોનો ઘણો વખત મા સાથે, તેથી થોડો શિક્ષકો સાથે અને તેથી વધારે ઓછો બાપ સાથે, ગળાતો હોય છે. માતાને માથે બાળકને સાથે કેળવવાની પૂરેપૂરી જવાબદારી છે. માતાના પરજ બાળકનો મુખ્ય આધાર છે. જો માતા આ વાત સમજે, અને યોગ્ય રીતે બાળકો વર્તવાનુ શીખે કે સમજે તો અવશ્ય હિન્દનું—ભવિષ્યના હિન્દનું સ્વરૂપ જલદી બદલાય.

આપણે ઈચ્છીશું કે માતાઓ અને શિક્ષકો બાળકના સ્વભાવનો અભ્યાસ કરવાની ચિંતામાં પડશે અને તેથી ગુજરાતનું ભવિષ્ય સુધારશે—હિન્દનું ભવિષ્ય સુધારવામાં ગુજરાત પણ મદદરૂપ થશે.

બાળસ્વભાવનો ખંતથી અને ધીરજથી અભ્યાસ કરવામાં આવે તો માબાપો અને શિક્ષકો પોતાના કેળવણીના કામમાં કેટલો બધો લાભ કરી શકે એ જાણવા આપણે એકાદ બે દાખલા રજુ કરીશું.

શાળાનો એક પ્રસંગ લ્યો. હમણાં હમણાં મુંબઇની શાળાઓમાં ફુટપટ્ટીથી આંકીને શ્રુતલેખન લખવાનો રિવાજ છે. બધા છોકરા પાસે ફુટપટ્ટી હોતી નથી, એટલે કોઇ કોઇ છોકરાને પોતાના પાડોશી પાસેથી તે માગી

* ભગિની સમાજ પત્રિકા.

લેવાની હોય છે. એકવાર એક છોકરાએ–પોતાની પાસેનો છોકરો–જેની પાસે ફુટપટી હતી અને જેણે પોતે લીટી દોરી લીધી હતી–તે છોકરા પાસેની ફુટપટી લેવા હાથ લંબાવ્યો. ફુટપટીના માલેક છોકરાએ મોઢું ચડાવી એવો ખરાબ તો છણકો કર્યો કે શિક્ષકને તેમાં અસભ્યતા અને ખરાબ સ્વભાવ લાગ્યાં. પરંતુ તે છોકરાને તેવી રીતભાત સુધારવા શિક્ષકે એક ધબો લગાવી દીધો. આ પ્રસંગનો વિચાર કરો. શિક્ષકે સજા કરી તેમાં ખોટું ન કર્યું એમ ઘણા કહેશે. જો આ ગુન્હો પાંચ સાત દશ વાર થઈ ગયો હોય, અને તેથી શિક્ષકે આવી સજા કરી હોય તો તો હું પણ કહું કે શિક્ષકે ઠીક કર્યું ખરૂં. પણ જો ગુન્હો પહેલી કે બીજી વારનો જ હોય, તો બાળસ્વભાવનો અભ્યાસી જૂદી રીતે વર્તન કરે. ફુટપટી ન આપનારને પોતાના કાર્યનું ભાન આપે–પોતે કામ કરી લીધા પછી પણ પોતાની વસ્તુ બીજાને વાપરવા ન આપવાની વૃત્તિ ખરાબ કહેવાય; છણકો કરીને ના પાડવી એ તો વળી અવિવેક પણ કહેવાય–ના પાડનારનું મન સાંકડું, ટુંકું કહેવાય–ના પાડવી હોય તો પણ સારી રીતભાત સમજનાર જૂદી રીતે ના પાડે. આ બધી વાત સમજાવી, શિક્ષકે ના પાડનાર છોકરાને શરમાવ્યો હોય, તેને પોતાના વર્તનનું ખોટાપણું સુઝાડયું હોય, તો અવશ્ય છોકરા પર જુદી જાતનીજ છાપ પડે.

બીજો એક દાખલો માતાનો લ્યો. નાનાં છોકરાંને સારી વસ્તુ ગમે છે. સુગંધ ગમે છે. અત્તરો પણ ગમે છે. એક નાની છોકરીને તેના મોટા ભાઇએ અત્તરની એક નાની શીશી આપી. છોકરી રાજી રાજી થઈ ગઈ. શીશી લઇ ફર્યા કરે–બધાને બતાવ્યા કરે, અને ખુશ ખુશ થયા કરે. સાંજ પડી, રાત પડી, છોકરી તે શીશી ઠેકાણે મૂકી સૂઈ ગઈ. પ્રભુ જાણે તેનાં સ્વપ્નમાં પણ કદાચ શીશીની અંદરના અત્તરનાં, અને પોતાના અંતરના આનંદનાં જ નહિં આવ્યાં હોય! સવારમાં ઊઠીને તેણે તો શીશી હાથમાં લીધી. માતાને કોણ જાણે કેમ, પણ એથી ચીડ ચડી અને છોકરીને ધમકાવી. છોકરીની ઉમ્મર ભાગ્યે જ પાંચ છ વર્ષની હશે. "શું શીશી લઇને ફર્યા કરે છે? મૂકી દે આથી, ખબરદાર જો લીધી તો." આમ ઠપકાનાં વચનો વરસવા લાગ્યાં.

ધારીએ કે પેલી નાની છોકરીએ સવારના પહોરમાં શીશી લીધી એ ખોટું કર્યું. તો પણ શું છોકરીની ટેવ સુધારવાનો રસ્તો ધમકીનોજ?

હું તો એમ માનું કે બાળકનો એટલો બધો ઉત્સાહ, એટલી બધી લાગણી, રાત ગઈ છતાં શીશીને ન ભૂલી એ તેનો મોહ, ખરેખર વખા·

ણવા લાયક, કેળવવા લાયક ગણાય. અને શીશી મુકાવી દેવી હોય, તો પણ 'જો, બેટી, શીશીથી કાલે બહુ રમી છે. સવારમાં એ લેવાય ? સવારમાં તો સવારનું કામ કરવાનું હોય. જો મૂકી દે એટલે કેવી ડાહી છે ! હમણાં શીશી ન લે તો ?' આવી રીતે સમજાવટથી હુકમ કર્યો હોય તો છોકરાંનો ઉત્સાહ ભાંગી ન જાય, અત્યંત લગની દોષપાત્ર ન કરે, છોકરીને પોતાના ખરા કર્તવ્યનું ભાન થાય અને વિરોધ માટે કે અસંતોષ માટે કશું જ કારણ ઉપસ્થિત ન થાય.

બાળસ્વભાવ નહિ, પણ બાળકને સમજવાની ભૂલનો એક ત્રીજો દાખલો લઈ, હું તમને બધાંને બાળસ્વભાવના તમારા દાખલા ફરી મળીએ ત્યારે રજુ કરવા વિનંતિ કરીશ.

એક શાળામાં ત્રીજા ધોરણમાં શિક્ષકે દાખલો આપ્યો. એક આનાનું એક રૂપીયા ભાર, તો અરધા શેરનું શું ? ઘણાએ ઘણી ભૂલો કરી હતી; ચાર પાંચે જવાબ અરધો આનો કાઢયો હતો. શિક્ષકને તે સમજાવવા વિનંતિ કરી. શિક્ષકે કોષ્ટક ગોખાવ્યું; હિસાબ સમજાવવા પ્રયત્ન કર્યો. પણ અરધો આનો જવાબ લાવનાર છોકરાઓએ અરધો બેર અને અરધા રૂપીયા ભારની સમજમાં ગોટાળો કર્યો હતો તે તો શિક્ષકના ધ્યાનમાં પણ ન આવ્યું. તેટલુંજ સમજાવ્યું હોત તો ત્રીજા ધોરણના તેવી ભૂલ કરનાર છોકરાને વધારે કહેવાનું ન રહેત.

આ ત્રણે દાખલાના નિકાલ અને નિર્ણય માટે મતભેદ હોય એ બનવા જોગ છે. પરંતુ હું તો એમ ચોક્કસપણે માનું છું કે પહેલા દાખલામાં શિક્ષકની સજા કરતાં સમજાવટ બાળકના સ્વભાવને વધારે સુધારનાર નીવડત; બીજામાં માતાની ધ[illegible] કરતાં રીતસરનો હુકમ વધારે શાંતિ રાખનાર, છોકરીને ભાન આપનાર, અને ગૃહકેળવણીને શોભા આપનાર ગણાત, અને ત્રીજામાં એક સહેજ વાત સમજાવ્યાથી છોકરાઓને પોતાની વિચાર-ભૂલ સૂઝી આવત એટલે તે છોકરાઓને તો આખો દાખલો સમજાવવાની જરૂર જ રહેત નહિ.

આવી જાતના વિચાર બાળકોના સ્વભાવને સમજવામાં અને કેળવવામાં મદદરૂપ થાય એમ માનીએ, તો આવશ્યક છે કે માતાઓએ અને શિક્ષકોએ બાળસ્વભાવ સમજવા બહુજ મહેનત લેવી જોઇએ. બાળકોની કેળવણીમાં બાળસ્વભાવની સમજ બહુ ઉપયોગી છે—ઉપયોગી જ નહિ, પણ હું તો અનિવાર્ય સમજું છું.

---

# પ્રમિલાના પ્રશ્નો.

## ( એક બોધદાયક વાર્તાલાપ. )

પ્રમિલા કાંઇક ભરતી હતી. હું બેઠો બેઠો વાર્તા વાંચતો હતો. વાર્તાનો રસ પૂરો જામ્યો હતો. તેવામાં એકદમ પ્રમિલાએ મ્હને પૂછ્યું:

"હું કદાચ મોટર તળે આવી જઉં તો તમે શું કરો?"

"તને એકદમ ઉપાડી લઉં." મ્હેં ટુંકો જવાબ આપ્યો અને આગળ વાંચવા માંડયું.

"મોટર તળે આવીને મરી જઉં તો?"

"મરી જાય તો?" મ્હેં ચોપડી નીચે મૂકીને બાર દહાને ઉલટો પ્રશ્ન પૂછ્યો.

પ્રમિલાએ ડોકું હલાવી હા કહી. હવે વાત કેમની ફરશે તેનો નિશ્ચય ના થયો એટલે મ્હેં કહ્યું: "હું વળી કાળી પાઘડી બાંધુ. કાળી ટાઇ પહેરૂં."

"શું?" પ્રમિલા ગુસ્સાથી બોલી.

મ્હેં મ્હારી ચોપડી આઘી મૂકી દીધી. હમણા પ્રમિલાને આવા ખ્યાલી પ્રશ્નો પૂછવાની બહુ ટેવ પડી છે. આ પ્રશ્નોને મશ્કરીમાં ઉડાવવાની હું બહુ તજવીજ કરૂં છું, પણ પરિણામ હમેશાં પ્રમિલાના આંસુમાંજ આવે છે તેમાં હું શું કરૂં?

"શું?" ફરીથી પ્રમિલા મોટા અવાજે બોલી.

"કેમ?" મેં જવાબ આપ્યો.

"બસ તમે એટલું જ કરોને?" પ્રમિલા બોલી.

"ના ના. બીજું ઘણુંયે કરવું પડે. પહેલાં તો તને સ્મશાન લઇ જવાની ખટપટ કરવી પડે. પછી વળી ઉત્તરક્રિયા કરવાની આવે. મ્હને લાગે છે કે ઘણા દિવસ સુધી તો હું નવરો જ ના પડું."

પ્રમિલાના હોઠ ફફડયા: "તમને જરાયે દિલગીરી ના થાય?"

"અલબત્ત, હું બહુજ દિલગીર થાઉં." મ્હેં જવાબ આપ્યો.

"શું બહુજ દિલગીર થાઉં એટલામાં તમારી બધી લાગણી સમાઇ ગઈ? મ્હારે માટે તમારી આવીજ લાગણી છે ને?"

"પ્રમિલા!" હું બોલ્યો: "મોટર નીચે ચગદાઇ જવાની જરાપણ ધાસ્તી નથી. ત્યારે આવી દુઃખભરી બાબત ઉપર વાત લંબાવીને બને જણાની લાગણી દુખવવાની શી જરૂર?"..

"નહિં. પણ મ્હારે જાણવું છે કે તમને કેવી લાગણી થાય ?"

"જા. જા. બસ કર હવે. બોલ હું વાંચવા માંડું ?"

"તમે મ્હારે માટે બસ બહુ બહુ રડો કે નહિ ? કે રડવુંજ ના આવે?" પ્રમિલા બોલી.

મ્હેં જરા સખ્તાઈથી પ્રમિલા તરફ જોયું અને કહ્યું:—

"મ્હને લાગે છે કે તું તારી જિજ્ઞાસા તૃપ્ત કરવા માટે જરૂર મોટર નીચે જઇને મુઇ જાય એવી છું. તારા મગજમાં છે શું ? તારૂં ધારવું એમ તો નથી કે, તું કહે છે તેવું થાય તો હું ઘેર તમાશા કરૂં અને આનંદથી દોડાદોડ કરૂં."

"મ્હને લાગે છે કે તમે એવુંજ કરો. મ્હારી કાશ જાય તો તમને તો આનંદ થાય. તમે મ્હને જરાયે ચહાતા નથી. ખરેખર મ્હને કહો, જો હું મોટર નીચે આવી જાઉં અને સાંજ મરી જાઉં તો તમને સાચેજ આનંદ થાય?"

આવા પ્રશ્નનો ઉત્તર શો હોઇ શકે ? હું ચુપજ રહ્યો અને કાંઇક સમય સુધી ત્યાં શાંતિ પથરાઇ. પણ તે લાંબી ચાલી નહિ. થોડીવાર રહીને પ્રમિલાએ શરૂ કર્યું:—"પણ ધારો—ફક્ત ધારોજ કે હું મોટર નીચે ચમદાઈ ગઇ, તો તમે ફરીથી લગ્ન કરો કે નહિ ?"

"કોણ જાણે !" હું કંટાળીને બોલ્યો: "પણ તારી શી ઇચ્છા છે? હું લગ્ન કરૂં કે ના કરૂં ?"

"મ્હારી ઇચ્છા ! તેની તમારે શી દરકાર હોય !"

"કેમ નહિ ? જો તુ ના કહે તો કદિ હું લગ્ન કરૂં કે ?"

"પણ હવે એ વાત જવાદો, અને કોઇ કોઇ બીજી વાત કરો.

"ના. હું ગમે તેટલી ના કહું પણ તમે કાંઇ ફરી પરણ્યાવિના રહો નહિ." પ્રમિલા બોલી: "પણ ધારો કે તમે ફરી લગ્ન કરવા વિચાર કર્યો. ફક્ત ધારોજ—તમે કેવી કન્યા પસંદ કરો ! જરા શામળી અને ઘાટદાર મ્હોંની હોય તો ચાલે, કે ગમે તેવા સિક્કાવાળી પણ ગોરીજ જોઇયે ?"

"બન્ને જાતની." મ્હેં વાત હસવામાં કાઢવા કહ્યું, અને પછી ખડખડાટ હસવાનો ઢોંગ કર્યો.

પણ પ્રમિલા તો ગુસ્સે થઇ ગઇ: "તમને આમાં હસવા જેવું શું લાગે છે ? શું મ્હારા મરી જવાની વાતથી તમને આનંદ થાય છે ? એમ હોય તો તો મ્હને જેટલું વહેલું મોત આવે તેટલું સારૂં."

"પ્રમિલા ! જરા તો અક્કલ રાખ ! તને મરવાનું કોણ કહે છે ? તું જાતેજ બધા ઉટાંગ બાંધે છે. તારા મર્યા પછી શું થાય તેની કાળી કલ્પનાઓનુંજ કરે છે. આવી વાતો કરવાનું કારણ શું ?"

"કારણ એટલું જ કે હું જાણવા માગું છું. જાણવા."

"પણ શું જાણવા માગે છે?"

"હું જાણવા માંગું છું કે તમારી લાગણીઓ કેવી છે?"

"પણ હવે તો જાણ્યું ને?"

"ના. બરાબર નહિ. હું તમારે મોઢેથીજ બધી વાત જાણવા માગું છું."

"પણ મ્હારે મોઢેથી તું શું સાંભળવા માંગે છે?"

"એટલુંજ કે તમને મ્હારી લાગણી છે. હું મરી જાઉં તો તમને બહુ –બહુજ–શોક થાય. તમે બહુજ દુઃખી થાવ. મ્હારા વિના તમને ચેન ના પડે, વગેરે."

"પણ તું જાણે છેજ કે મ્હને કાંઇ તારા વિના ચેન નાજ પડે. શું હું તને એમ કહું કે ના, ના, તું ના મરી જઈશ. શું તું આપઘાત કરવા જાય છે કે હું તને આ પ્રમાણે કહું?"

"ના, ના, એમ તો નહિ." પ્રમિલા બોલી. પણ વળી પાછી તે બોલવા લાગી કે, "જો તમારે લગ્ન કરવું હોયજ, તો પછી મ્હારી ઇચ્છા અનીચ્છાની વાત કરતા નહિ. ભલે તમે તમારે જે ફાવે તે કરજો, પણ વચમાં મ્હને ના નાખશો."

"પણ તું તો મરી ગઇ હોય, પછી તને વચમાં શી રીતે નાંખું?" મ્હારાથી કહેવાઈ ગયું, અને હસી દેવાયું.

"જુવો, વળી પાછા તમે મ્હારા મોતની મશ્કરી કરવા માંડી. તમે મ્હને ચહાતાજ નથી, આવું આવું તમે બોલી શકો છો, પછી તમે શું મોઢું લઇને કહો છો કે હું તને ચાહું છું?"

"અરે! પણ હું તો ફક્ત એમજ કહેતો હતો કે એ બધી વાત તો તું ના હોય તોજ બને, અને તું ન હોય..."

"પણ હું ના હોઉંજ કેમ? બસ તમારે મન તો એમજ છે કે હું મરી જાઉં તો પીડા પતે. તમે મ્હને જરાયે ચહાતા નથી..." તે ડુસકાં ખાતી બોલી.

તરતજ હું તેની પાસે ગયો. તેની ખુરશીના હાથા ઉપર બેઠો. તેને ખભે હાથ મૂક્યો, અને કહ્યું, "અરે હું તને ચાહું છું, ચાહું છું, અને અગાધ પ્રેમથી ચાહું છું. હારા વિના એક પળ પણ મ્હને ચાલે નહિં. તારા વિના હું એક ઘડીયે જીવી શકું નહિં."

"ખરેખર, તમે સાચું કહો છો? તમે મ્હને એટલી બધી ચાહો છો?"

"હું ખરૂંજ કહું છું."

પ્રમિલા આંસુ લુછતી–ડુસકું ગળી જતી–બોલી, "ત્યારે તમે મને પહેલેથીજ કેમ ના કહ્યું? બસ હું એજ જાણવા માગતી હતી."

**કેશવપ્રસાદ દેસાઇ.**

---



# અકબર અને લાજવન્તી.

મહાન્ મોગલ શહેનશાહ અકબર ચિતોડ ઉપર વિજય મેળવ્યા પછી રણક્ષેત્રમાં પોતાની આસપાસ ચારે તરફ પડેલા અસંખ્ય મૃતદેહો, સ્વધર્મ પાલનાર્થે સતી થયેલી વીરાંગનાઓનાં ભસ્મ સાથે ભળેલાં હાડકાંઓનો ઢગ, અને આસપાસનાં આબાદ શહેરોની થયેલી બરબાદી વિષે વિચાર કરતો ખડો છે. તે વિચારે છે, કે મહારાણાના ચિતોડનો નાશ કરી પોતે શું પ્રાપ્ત કર્યું? હીરા અને જવાહીરને બદલે હાડકાંનો ઢગ, રૈયતને બદલે પ્રજાભૂષણ વીર રજપૂતોના મૃતદેહ, આનંદભર્યા જનકોલાહલથી ભરપૂર નગરોને સ્થાને નિર્જન સ્મશાન.

શહેનશાહ અકબર ચિતોડ પરની પોતાની ચડાઈના પરિણામનો આ પ્રકારે વિચાર કરી રહ્યો હતો તેવામાં કેટલાક મુસલમાન સૈનિકોએ એક નાની ઉંમરના સુસજ્જિત નવજવાનને બંદીવાન બનાવી તેની હજુરમાં ખડો કરી દીધો. આ નવયુવકની કાંતિ મનોહર હતી અને તેની આંખો ખુનથી ભરેલા કટોરાના જેવી લાલઘૂમ બની રહી હતી. તેને જોઇ અકબરે પુછ્યું કે,

"તું કોણ છે? આવા ભયાનક સ્થળે આ સમયે અહીં શા માટે આવ્યો છે?"

તેણે કહ્યું, "હું પુરૂષ નહિ પણ સ્ત્રી છું અને મારા સ્વામીના મૃતદેહને શોધવા આવી છું."

**અકબર**—તારૂં નામ શું છે?

**સ્ત્રી**—મારૂં નામ લાજવન્તી છે.

**અકબર**—તું ક્યાંની રહીશ છે.

**લાજ૦**—મારૂં વતન ડુંગરપુર છે.

**અકબર**—ચિતોડ અને ડુંગરપુર વચ્ચે બહુજ અંતર છે. તું અહીં કેવી રીતે ને કેમ આવી?

**લાજ૦**—મેં સાંભળ્યું, કે ચિતોડમાં જોહર થવાનો છે. સઘળાં સ્ત્રીપુરૂષો ધર્મની વેદિપર બલિદાન બનવાની તયારી કરી રહ્યાં છે. મારા સ્વામી એ સમાચાર સાંભળીને તરતજ રાજપૂત યજ્ઞમાં ભાગ લેવાને ચાલ્યા આવ્યા. મને તેની પાછળથી ખબર પડી. મારી ઇચ્છા હતી કે મને પણ પુણ્યવંતી રાજપૂતાણીઓની પેઠે ચિતાપર બળી મરવાનું સાભાગ્ય પ્રાપ્ત થાય. પરંતુ હું અહીં આવી પહોંચું તે પહેલાં સર્વ કંઈ બની ચુક્યું હતું. આથી હું મારા સ્વામીના મૃતદેહને શોધવા અહીં રણભૂમિમાં આવી. ત્યાં તારાં માણસોએ મને પકડી લીધી.

અકબરને રજપૂતાણીનું આ બોલવું સાંભળીને બહુજ નવાઇ ઉપજી. તેને મનમાં લાગ્યું, કે લોકે મને જગત પનાહ, હુજૂર, કે ખુદાવન્દ કહે છે, જ્યારે આ છોકરી "તારાં માણસોએ મને પકડી લીધી" એમ નિડરતાથી બેધડક જવાબ દઈ રહી છે. અકબર રાજપૂતોની વીરતાથી પૂરો વાકેફ હતો, છતાં આ છોકરીની નિર્ભયતા નિહાળીને તો તે તેને ખાસ ધન્યવાદ દેવા લાગ્યો.

**અકબર**—તું મને ઓળખે છે?

**લાજ૦**—હા, તારૂં નામ અકબર છે. તુંજ અમારા ધર્મનો શત્રુ છે.

**અકબર**—તું આ રીતે "તુંકારા" થી મારી સાથે વાત કરી રહી છે તો તારા દિલમાં જરાએ ડર પેદા થાતો નથી?

**લાજ૦**—પ્રાણીને ડર માત્ર ત્યાંસુધીજ રહે છે, કે જ્યાંસુધી તે

જીવને વહાલો કરે છે. મારો પ્રાણ તો ક્યારનોએ નીકળી ચુકયો છે. હવે મને કોનો ડર છે?

**અકબર**—તને કેમ ખબર પડી કે તારો પતિ લડાઇમાં મરી ગયો છે? કદાચ બીને નાશી ગયો હશે તો?

**લાજ૦**—(હસીને) રાજપૂત કદિ લડાઇના મેદાનમાંથી નાસતા નથી. એ તારી ભૂલ છે. મને પાકી ખાત્રી છે, કે મારા સ્વામી કદિ પણ ધર્મથી ચુકે એવા ન હતા.

**અકબર**—તમારાં લગ્ન થયેલાં છે?

**લાજ૦**—ના, મારી માત્ર સગાઈ થઇ હતી. લગ્ન થવાનો વખત આવે એટલામાં તો તેં ચિતોડ ઉપર ચડાઈ કરી દીધી.

અકબરને આ સાંભળીને વળી વધારે નવાઈ ઉપજી. તેણે કહ્યું, "હે પુણ્યવંતી! તો તે તારો પતિ નથી. હવે તું ઘેર જા અને બીજા કોઈની સાથે લગ્ન કરી સુખી થા એજ ઠીક છે."

આ સાંભળી લાજવન્તીને પગથી માથા સુધી ઝાળ ઉઠી. તેણે અકબરને ન કહેવાનાં વચનો કહી નાખ્યાં.

તે કન્યાનાં માર્મિક વચનો સાંભળતાની સાથેજ અકબર પાદશાહ શરમીંદા બની ગયા. તેમના દિલમાં પ્રથમથીજ તરેહ તરેહના વિચારો ઘોળાઇ રહ્યા હતા. તેમણે ઉત્તરમાં કહ્યું, કે "હું તારી અપકીર્તિ કરવા મ્હાતો નથી; પરંતુ મને આશા નથી, કે આ મૃતદેહના ઢગલામાંથી તને તારા સ્વામીની લાશ હાથ આવી શકે. આમ છતાં તને ખાત્રી હોય તો જા, મડદાના ઢગમાંથી શોધી લે."

અકબરની આજ્ઞા થતાં જ સૈનિકોએ તેને બંધનમાંથી છૂટી કરી. તે નિર્દોશ રાજપૂતકન્યા તરતજ ચારે તરફ ઘુમવા લાગી. થોડીવારે એક નવયુવકની લાશ ઉઠાવી છાતી સાથે લગાવી દીધી. તેનો આગળનો ભાગ તરવારના ઘાથી ઘવાઈ ગયો હતો. તેની આંખોમાં આંસુનું નામ નિશાન ન હતું. તરતજ તેણે બીજી લાશોને આઘી કરી ફરતો માર્ગ કરી દીધો અને ખુદ પાદશાહને ત્યાંથી લાકડાં મંગાવી ચિતા ખડકી દીધી. પછી

અત્યંત પ્રેમ અને પૂજ્ય ભાવથી તે મૃતદેહને ચિતા ઉપર ગોઠવી દીધો. ચાર પાંચ વાર પ્રદક્ષણા ફરી અગ્નિદાહ દીધો. થોડીવારે અગ્નિની પ્રચંડ જ્વાળાઓ નીકળવા લાગી કે તે સાથે એ બહુજ ઉત્સાહ પૂર્વક એક દેવીની માફક ચિતા ઉપર ગોઠવાઇ ગઈ. તેણે પોતાના પતિનું મસ્તક ખોળામાં લઈ લીધું અને મૌન તેમજ મહાન્ શીતળતાની સાથે જોત જોતામાં બળીને ભસ્મ થઇ ગઇ.

પાદશાહ અકબર અને તેના સૈનિકો આ બનાવ દિ - મૂઢની માફક જોતા ઉભા રહ્યા હતા. તેમના દિલમાં તે સમયે કેવા કેવા વિચારો ઘોળાતા હશે તે તો તેજ જાણી શકે, પરંતુ તેના ભસ્મ થઇ ગયા પછી હિંદુ જાતિની જીવનની અસારતા વિષેની અટલ શ્રદ્ધા અને શચળ ધર્મની પવિત્રતાને માટે અનેક પુરૂષો ધન્યવાદ દેવા લાગ્યા. વસ્તુતઃ તે જૌહર કરનાર સ્રીપુરૂષોમાં હિંદુધર્મની અનોખી શક્તિ હતી. એ સમસ્ત ઘટના જપ, તપ, ભક્તિ, જ્ઞાન અને વૈરાગ્યની પ્રભાવશાલિની મૂર્તિ હતી. જો તેમનામાં એ ગુણ ન હોત તો તેઓ ખરા હિંદુ ન કહેવાત. ખરો હિંદુ તેજ છે, કે જે દેહાભિમાની નહિ, પરંતુ આત્માભિમાની એટલે આત્માનો રક્ષક છે અને જે દેહને અનિત્ય સમજે છે. એક સાચા ધર્મીષ્ઠ હિંદુની દૃષ્ટિમાં આત્મા અજરામર છે અને શરીર નાશવંત એટલે મૃત્યુને આધીન છે. આ કારણથી તેમની દૃષ્ટિમાં શરીર એ કંઇજ નથી. જે મરવાથી ડરે છે તે હિંદુ નથી—તે ભક્તિ, જ્ઞાન યોગ કે પ્રેમના તત્ત્વથી અજાણ છે. એક મહાત્માએ બરાબર જ કહ્યું છે, કે:—

**जब लग मरनेसे डरे, तब तक प्रेम नाहिं,**
**बडी दर है प्रेम घर, समज लेवो मन मोहि.**

અંતમાં પરમ દયાળુ પરમાત્માને એજ પ્રાર્થના હો કે તે અમારામાં આ પ્રકારે નિર્ભય અને પવિત્ર આત્મારૂપે જાગ્રત બનો, અને પરિણામે એવી શુભ દૃષ્ટિ પ્રાપ્ત થાઓ કે જેને લઇને કઠણ વ્રત કે ઉગ્રમાં ઉગ્ર ત્યાગ કરી શકવા આપણે સમર્થ બનીએ.

ચુનીલાલ મૂ. ત્રિપાઠી.




માતૃતુલ્ય વ્હાલાં ગં૦ સ્વ૦ ધનકોર બા !

આપે આપની પુત્રીનો મારી સાથે સંબંધ જોડી મને આપનો જમાઈ બનવાને ભાગ્યશાળી બનાવ્યાનું મેં મારાં વડીલોદ્વારા જાણ્યું. પત્ર લખવાનું સાહસ કરવું તે વડીલોની દૃષ્ટિએ અનુચિત તો છે, છતાં આ પત્ર લખી મારે મારા હૃદયને આપની આગળ ખુલ્લું કરવાની આવશ્યકતા છે. કેમકે મારા વિચારો ઉપર ભવિષ્યનાં કેટલાંક કામનો આધાર રહે છે. એમ છતાં હું શરમમાં રહી મુંગે મોઢે બેસી રહું ને બીજાં કહે તેજ પ્રમાણે કબુલ રાખું એ કેમ બને ?

પ્રથમ તો મારે આપનો ઉપકાર માનવો જોઇએ કે આપે મને કેળવાએલ કન્યા રત્ન આપી મારા જીવનને મારા ધારવા પ્રમાણે ઉન્નત કરવાનો માર્ગ સરળ કરી આપ્યો છે, તથા કેટલીક મહેચ્છાઓ થોડીજ મહેનતે પાર પાડી તેનાં સારાં ફળ ચાખવાના અનુકૂળ સંજોગો મેળવી આપ્યા છે.

આપ કેળવાએલ હોઇ એ કેળવણીના ઉચ્ચ સંસ્કારો પોતાનાં બાળકોમાં પાડવા જે પ્રયત્નો કર્યા છે ને કરો છો તે સર્વથા યોગ્યજ ગણાય.

આપ દરરોજ રાત્રીના વખતમાં કન્યાઓને અનુકૂળ દૃષ્ટાંતો આપી ભવિષ્યની માતાઓમાં ઉચ્ચ સંસ્કારોની છાપ પાડો છો; એટલુંજ નહિ પણ સાંસારિક જ્ઞાનથી પણ તેમને વિમુખ રાખતાં નથી. આવી આવી સુધારણાની બાબતો વિષે સાંભળતાં મને એમ થાય છે કે પ્રભો ! હિન્દમાં આવીજ માતાઓ ઉત્પન્ન કરજે કે જેથી ભવિષ્યનાં બાળકોનાં જીવન સુખમય બને, એટલુંજ નહિ પણ સદ્ભાવના વાળાં બાળકોમાંથી નરવીરો તથા સન્નારીઓ પેદા થતાં દેશની પણ દુર્દશા દૂર થાય.

મેં એમ પણ સાંભળ્યું છે કે આપ આવતા શિઆળામાંજ અમારાં લગ્ન કરવાનાં છો. તો તે સંબંધે બે બોલ કહેવાની રજા લઉં છું.

આપને સમજાવવાની જરૂર હોય તેવું લાગતું નથી. દેશની કંગાલીઅત અને હજારોનો ભૂખમરો એ શાને લીધે છે ? વિદેશી વસ્ત્ર તથા વસ્તુઓના વપરાશથી આપણા દેશના હુન્નરઉદ્યોગને ધક્કો પહોંચતાં કેટલાએ

નાશ પામ્યા છે, અને આપણે તેથી પરાવલંબી જીવન ગાળતા થઈ ગયા છીએ. આપણે ત્યાંથી રૂ તૈયાર થઇ વિલાયત જાય, અને તેમાંથી લુગડાં વણાઇ આવે એ આપણે અનેક ગણી કીમતે ખરીદીને પહેરીએ! આ શું ઓછી પરતંત્રતા સૂચવે છે? અગાઉ આપણા દેશમાં સારામાં સારૂં-ઝીણામાં ઝીણું કાપડ હજારો લોકો હાથે કાંતી-વણીને પહેરતા અને એમાંજ પોતાની શોભા તથા ગૌરવ માનતા. આ બધું કયાં ને શી રીતે ગયું? એનો ઇતિહાસ તપાસો. આપણને 'પારકું એટલું સારૂં' એવો મોહ ઉત્પન્ન થયો, અને એ વિદેશીય મોહના પરિણામેજ આપણે આપણું તત્ત્વ ગુમાવી બેઠા. અને દેશને અત્યારની સ્થિતિમાં પરવશતાની બેડીમાં સપડાવી દીધો.

જ્યારે જ્યારે દેશ પાયમાલીની સ્થિતિએ પહોંચે છે, ત્યારે ત્યારે કોઇ મહાન્ વ્યક્તિ દેશોદયને અર્થે જન્મ ધારણ કરે છે, ને દેશની એ સ્થિતિ દૂર કરે છે. તે મુજબ અત્યારે પણ એવા એક અવતારી પુરુષનો જન્મ થયો છે. તે પુરુષે આખા દેશમાં ભેરવશંખ ફૂંક્યો છે. દેશની નિદ્રા તજાવી દરેકને જાગ્રત કર્યા છે, ને સ્વદેશીના મહામંત્ર ફૂંકી દેશોદ્ધાર કરવાનું સરળ સાધન બતાવી દીધું છે. છતાં એવો કયો પુરુષ હશે કે કુંભકર્ણના જેવી ઘોર નિદ્રાનો ત્યાગ ન કરતાં તેની તેજ સ્થિતિમાં પડયો રહેશે? વિદેશીના મોહમાં મોહાંધ બની પરવશતાની બેડીમાં જકડાએલો કયો આત્મા એવો હશે કે જેને આ મહામંત્ર અરુચિકર થઇ પડશે?

એ મહાત્મા પુરુષના મહામંત્રને માન આપવા ખાતરજ નહિ પણ આપણાજ પોતાના ભલાને ખાતર આપણે આપણો સત્ય ધર્મ સમજી લેવા જોઇએ. એ ધર્મ એજ છે કે આપણે જેમ બને તેમ હાથે કંતાએલા ને વણેલા કાપડનેજ ઉત્તેજન આપવું જોઇએ, ને આપણે તે કાપડથીજ સર્વાંગ શોભાવવાં જોઇએ.

આપના જેવાં દરરોજ એક કલાક કાંતી ન શકે? જો આપ પોતેજ કાંતવાનું કામ ઉત્સાહપૂર્વક કરતાં રહો તો પછી આપની સ્કૂલની બાળાઓ પણ તે કામ કેમ હોંસભર ન કરે? આપ દરરોજ કલાક પ્રમાણે કાંતતાં એક વર્ષમાં કેટલું કાંતી શકો તેનો અંદાજ કાઢો. નક્કી ખાત્રી થશે કે આપ આપના નાના કુટુંબને જોઈતાં સર્વ વસ્ત્રો જેટલું સૂતર સ્વહસ્તેજ પેદા કરી શકો તેમ છો. આ પ્રમાણે બીજી બાળાઓને તે શિક્ષણ આપી એક મહત્ પુણ્યનું કાર્ય કરશો એ પણ ભૂલવું ન જોઇએ. એ પ્રમાણે કરવું એ એક પ્રકારનું વ્યાવહારિક શિક્ષણ જ છે.

દેશી વસ્ત્રો વાપરવાં એ ધર્મ છે, એમ સમજ્યા છતાં પણ આપણે વિદેશીનો મોહ ત્યજી ન શકીએ, એ શું આપણી નિર્બળતા નથી સૂચવતી?

ઘણાએ ખાદીધારી પુરૂષો—કહો કે એક જાતના વેષધારીઓ—પોતાની વહુ દીકરીઓને આછી આછી, ઝીણી તેમ રંગ બેરંગી મનોહર વિદેશી સાડીઓથી તથા અન્ય વસ્ત્રાથી આચ્છાદિત રાખવાનું તજી શક્તા નથી. આવા માણસો પોતાનાં બાળકોના કુમળા મગજમાં કેવા વિચિત્ર સંસ્કાર પાડે છે તે ભૂલી જાય છે! પરિણામ એ આવે છે કે બાળકો પણ મોટાં થતાં દાંભિક બને છે. લોકો પ્રત્યે દેખાડવા સારૂ કંઇ વર્તન રાખે અને અંદરખાનેથી કંઇ વર્તન રાખે. આથી તો દેશની ને સમાજની અધોગતિ મટવાનીજ નહિ.

મારો તો એવોજ દઢ નિશ્ચય છે કે પવિત્ર ગણાતા પોતાના હાથે કંતાએલા સુતરમાંથી હાથે વણાએલાં વસ્ત્રોમાંજ વરકન્યાનો હસ્તમેળાપ થવો જોઇએ. સર્વત્ર તેજ વસ્ત્રોનો ઉપયોગ થવો જોઇએ.

અમારાં લગ્ન પણ આ પ્રમાણેજ થવાનાં એમ હું દઢતા પૂર્વક માનું છું. આપને આ સ્તુત્યજ લાગશે. અથવા તો જ્યાં સુધી આ કાર્ય વિષેની આપને હું પાકી ખાત્રી નહિ કરાવી શકું ત્યાં સુધી હું આપની કન્યાનું પાણિ ગ્રહણ જ કરી શકવાનો નથી. આ કાર્યમાં જો કોઇને માઠું લાગે તો તેમણે તે પ્રસંગે દૂર રહેવુંજ બહેતર છે. મને તો પૂર્ણ શ્રદ્ધા છે કે આવી મળેલી સારી તકનો યોગ્ય લાભ લઇ જ્ઞાતિમાં સારૂં દષ્ટાંત આપવાનો યશ લેવા ચુકશો નહિ.

આ લગ્નની પહેરામણી પણ સ્વદેશી વસ્ત્રોમાંજ થવી જોઇએ, એમ મારી માગણી છે. મને પાઘડીને બદલે સાદો એવા ખાદીનો ફેંટો, ધોતીયું પણ ખાદીનુંજ સારૂં લાગશે. જેઓ ખાદીનાં વસ્ત્રો લેતાં કે પહેરતાં શરમાય જેમણે પ્રથમથીજ દૂર રહેવું, એવી મારી નમ્ર વિનતિ છે.

આપ એમ કહેશો કે ખાદીનાં વસ્ત્રો હજી પૂરતાં કયાં મળે છે? તેના જવાબમાં કહેવાનું કે તે માત્ર બહાનુંજ છે. ખાદીનાં વસ્ત્રો હાલ ઘણે ઠેકાણે મળે છે. જો કે કંઇક મોંઘાં તો છે, તોપણ સાડીઓ—વિદેશી સાડીઓ—જેટલાં મોંઘાં નથી, છતાં ટકાઉ તેનાથી વિશેષ છે. એકંદરે ફાયદો જ છે. દેશનો પૈસો દેશમાંજ રહે છે, ને તમામને એક સરખો રોજગાર મળતાં દરિદ્રતા દૂર જતી રહે છે. એટલુંજ નહિ પણ સ્વદેશી વસ્ત્ર પરિધાન કરતાં માનસિક ભાવનાની પણ શુદ્ધિ થાય છે.

હવે તો આપ મારા હૃદયને પૂરેપૂરૂં ઓળખી શકયાં હશો. તેથી છેવટે જણાવું છું કે જ્યાં સુધી ઉપરની યોજના અમલમાં નહિ આવી શકે ત્યાં સુધી અમે પવિત્ર ગણાતી લગ્નગ્રંથિથી જોડાઇ શકવાનાં નથી.

લી૦ આપનો 'સુરેન્દ્ર.'

**વિપિન.**

# વખતનો વ્યવસાય.

આ દેશમ સાધારણ રીતે માન્યતા છે અને અહીંની કેટલીક જી ખાનાને જીવન માનનાર મેમ સાહેબે.એ એને પુષ્ટિ આપી છે કે વિલાય માં ગૃહિણીઓને પુષ્કળ નવરાશ છે, એમને બહુ કામ કરવું પડતું નથ જ્યારે આપણી સ્ત્રીઓને ઘણીવાર સવારથી સાંઝ સુધી ગદ્ધાવૈતરું કર પડે છે. ત્યાંની સ્ત્રીઓ કામ નથી કરતી એ માન્યતા તો તદન ખોટી આપણા કરતાં ત્યાંની સ્ત્રીઓ વધારે કામ કરે છે. એ લોકો વખત એવી સારી રીતે વ્યવસાય કરી શકે છે કે ગૃહકામ સિવાય એમને બી કામ કરવાની પણ નવરાશ મળે છે.

યુરોપીય યાદવાસ્થળી પહેલાં ત્યાંનું જીવન સરલ વહી જતું હતું. ટકે લોકો સાધારણ સુખી હતા અને નોકર ચાકરની પણ બહુ તાણ નહોત આ ભંયકર યુધ્ધે બધું ચક્ર ફેરવી નાખ્યું છે. પૈસાદાર ગરીબ બન્યા છે ગરીબ તવંગર બન્યા છે. પરંતુ ખાસ કરીને તો મધ્યમ વર્ગની સ્થિતિ ઘ કફોડી થઈ ગઈ છે. નોકર વર્ગે તો યુદ્ધ પ્રસંગે દારૂગોળાના કારખાના વગેરે કામ કરી ઘણો પૈસો પેદા કર્યો છે. એમને નોકરીની ગરજ રહી નથી. કારણથી લડાઈ પછી તરત તો નોકરોની વિલાયતમાં બહુ તાણ હ એટલે ઘણા વખત સુધી સ્ત્રીઓને બધું ઘરકામ પોતાની મેળેજ ક પડતું. એક કુટુમ્બ સાથે મારે પ્રસંગ પડયો હતો તેમનું જીવન આપ્યા ત્યાંની સ્ત્રીઓ ગૃહકામ કેટલી સારી રીતે કરી શકે છે તે સમજાશે.

એ કુટુમ્બમાં ધણી ધણીયાણી, બે છોકરી ને એક છોકરો એટલાં માણ હતાં. સ્ત્રી સવારમાં વ્હેલી ઉઠી નાસ્તાની તૈયારી કરે. પુરૂષો બગીચાના સાફ કરે કે એવું કંઈ કઠણ કામ હાથ ધરે. બે છોકરીઓ ઘર સાફ કરવા માંડે. ઘર એક માળનું મોટું હતું એટલે ઓરડાઓ વાળી ઝુડી સ કરવાના, ફર્નીચર છબીઓ વગેરે લુંછવાનું, દાદર સાફ કરવાનો, ઓટલ નાં પગથીયાં સાફ કરવાનાં, એટલુંજ નહિ પણ બારણાંના પિત્તળ મીજાગરા વગેરેને દરરોજ સ્વચ્છ કરી ચકચકિત રાખવાનાં. પોતપોતા

પથારી તો દરેક જણુ ખંખેરીને પોતેજ ઠીકઠાક પાથરે. નાસ્તા પછી પુરૂષો પોતાને કામે જાય. સ્ત્રી અને છોકરીઓ એઠાં વાસણ સાફ કરે અને પછી ઘરમાંથી એક જણુ બજારમાં સરસામાન લેવા જાય. બપોરે એક વાગે ફરી નાસ્તો લે. પણ તે લગભગ ટાઢોજ લેવાનો રિવાજ હોવાથી એમાં વિશેષ ધમાલ કરવી ના પડે. માત્ર એઠાં વાસણો પાછાં ધોવાં પડે. ત્યાર પછી ચાર પાંચ વાગ્યા લગીનો સમય નવરાશનોજ. એટલે પાડપડોશીને મળવા જાય કે એમને ત્યાં કોઇ મળવા આવે. છોકરીઓ ઘણુંખરૂં સંગીત શિખવા કે બીજું ત્રીજું શિખવા બ્હાર જાય. મ્હા વખતે કોઇને કોઇ તો હાજર હોયજ અથવા એ લોકો બીજાને ત્યાં જાય. સાંઝના વ્હેલા જમવાનો રિવાજ એટલે પરવાર વ્હેલો આવે ને જન્મ્યા પછી, સંગીત વગાડે, વાર્તા કરે અથવા પુસ્તક વાંચે. સાંજે જમ્યા પછી પણ મળવા જવા આવવાનું થાય.

એક અમેરિકન બાઇએ પણ મને જણાવેલું કે અમેરિકામાં મધ્યમ વર્ગની સ્ત્રી ઘરકામ બધું પોતેજ કરે. કેટલેક સ્થળે તો અઠવાડિયામાં એકવાર લુગડાં ધોબીને ધોવા આપવાને બદલે પોતેજ ધોઈ સુકવી અસ્ત્રી કરે. મધ્યમ વર્ગની સ્ત્રીઓ સારી કેળવાયલી સુશિક્ષિત હોય છે એટલે ગૃહજીવન એકલું ગદ્ધાવૈતરૂં કરવામાંજ નહિ પણ બીજી રીતે તેને રસીક બનાવી શકે.

અહીં કામકાજમાંથી પરવાર ના આવે તેનું કારણુ વખતનો વ્યવસાય બરાબર કરતાં આપણને આવડતો નથી તે છે. ખાવાપીવાનો વખત એટલો અનિયમિત છે, અને રસળાટ એટલો બધો હોય છે કે તેને લીધે ઘણો વખત નકામો જાય છે. કેટલીકવાર સ્ત્રી બીચારી રસોડામાં બેસી રાહ જોયાં કરે ને પુરૂષો બહાર ગપ્પાં મારવામાં એવા તલ્લીન હોય કે બીજું કંઈ ભાન ના રહે. પુરૂષને જમવાની નવરાશ મળે એટલામાં કંઇ છોકરાંની પંચાત નીકળે તેમાં સ્ત્રીનો વખત રોકાય. આવી રીતે ઘણીવાર ભૂખ મરી ગયા પછી જમવા બેસે અને તે પણ ઠંડી રસોઇ ખાવી પડે ! સવારથી બપોર લગી ચુલા પાસે તાપમાં બેઠાથી સ્ત્રીની તબીયત બગડે તે જૂદી. અને બપોરના બીજું કંઇ પણ કામ કરવાની મરજી ના થાય તેમાં નવાઈ પણ નહિ. નિયમિત પ્રમાણે ખાવાપીવાનો રિવાજ હોય તો આવી રીતે વખત ફોગટ જાય નહિ.

ગૃહકામ સરસ બનાવવાને આપણે ત્યાં ઘેર બેઠાં ટેલીફોન કરી રાંધવા વગેરેને માટે જોઇતી ચીજો મંગાવી શકાય. કાછીયો કે મોદી પોતાનો

ઠરાવેલો હોય એટલે ખરાબ માલ આવવાની દહેશત રહે નહિ. ઈંગ્લંડમાં કોઇને મળવા જતાં કે બહાર ફરવા જતાં જોઇતી ચીજોની વરદી કાછીયા કે મોદીને આપી દેવાય. એ ચીજો એ લોકોજ ઘેર પ્હોંચાડે. આપણે ત્યાં સ્ત્રીઓ જાતે બજારમાં જતી નથી, એટલે મનગમતી ચીજો લાવી શકાય નહિ. ગૃહકામનું સૌથી કંટાળારૂપ દૂષણ તે ધુમાડિયો ચૂલો ! ઘર બગડે, સ્ત્રીની આંખ બગડે ને વખત બગડે ! મુંબઇવાસીઓએ કંઇક ઘરની દયા આણી હોય કે પછી સ્ત્રીની દયા આણી હોય પણ લાકડાંને બદલે કોયલાનો ચૂલો વાપરવા માંડયો છે. કેટલાક શ્રીમંત ઘરોમાં ગ્યાસના ચૂલા પણ છે. અમેરિકામાં બધું કામ વીજળીથીજ થાય છે. ત્યાંના ચૂલા પણ વીજળીના હોય છે. વીજળીના ને ગ્યાસના બન્ને ચૂલા સારા. એમાં ખર્ચનો પણ ઘટાડો થાય, અને વખતનો પણ બચાવ થાય.

આપણા દેશમાં સ્ત્રીનો લગભગ બધો વખત રાંધવામાંજ—રસોડામાંજ જાય છે. એને બીજું સાફસુફ કરવાની ફુરસદ મળતી નથી. સદ્‌ભાગ્યે કે કમનસીબે આપણે ઘરમાં રાચરચીલું બહુ રાખવાની ટેવ શિખ્યા નથી. એટલે ઘરમાં સ્વચ્છતા રાખવી અઘરી નજ પડવી જોઇએ. તેમ છતાં સુઘડ ઘરો તો ગણ્યાં ગાંઠયાંજ. પારસીના જેવી સ્વચ્છતા તો જવલેજ નજરે પડે. ઘરનું આંગણું પણ સારૂં રાખવાનું આપણે ભૂલી ગયાં છીએ. પહેલાં સવારના પ્હોરમાં સ્ત્રી ઘરનો ઉંબરો ધોઈ ત્યાં સાથીઓ પૂરતી. આજે તો ઘરની અંદરનો કચરો બારીએથી બ્હાર રસ્તામાં ફેંકીયે છીએ. મુંબઇ જેવા શહેરમાં માળામાં રહેવાનો રિવાજ ત્યાં ઉપરથી ગમે તેવો કચરો નીચે ફેંકવાથી નીચલા ભાડુતને છાંટા ઉડે કે રજ ઉડે તેની પણ કોઇ દરકાર કરતા નથી.

આવી આવી ઝીણી બાબતોમાં પણ આપણે કંઇજ સુધારો કરી શકયા નથી. વખતનો વ્યવસાય નિયમિત કરવાથી હિંદુ સ્ત્રીનું જીવન સરલ બનશે. એમને નવરાશ મળશે. એટલે અત્યાર લગી સ્ત્રીઓ જે બૂમ પાડે છે કે અમને બીજું કંઇ કરવાનો વખત નથી, તેમને બૂમ પાડવાનું કારણ પણ રહેશે નહિ.

[ અઠવાડિક હિંદુસ્થાનમાંથી. ]

# સહચારિણી–સંસારમાં અને વેપારમાં.

[ લેખક-રા. રા. કેશવપ્રસાદ દેશાઇ, બી. એ., એલ. એલ. બી. ]

“અરે ભગવાન! આ મારી નાની નર્મદાના સામું પણ નહિ જુવે!!” આ કરુણ શબ્દો એક ભાગાતુટા ઘરના ખુણાની એક ગંદી પથારીમાંથી આવતા હતા. સંધ્યાકાળનો વખત હતો. ફક્ત બે ઓરડાનું ઘર હતું. અંદરના ઓરડામાં રસોડું અને ડાકડમાળ હતાં. બહારના ઓરડામાં બે પથારીઓ હતી. એક પથારીમાં એક બાઇ બેભાન પડી હતી, અને બીજી પથારીમાંથી એક પુરૂષ ઉપર લખેલા શબ્દો બોલતો હતો. એક નિર્દોષ બાળા ખોળામાંથી ચવાણું ફાકતી હતી.

એટલામાં એક બાઈ આવી. તે મુક્તિફોજની મડમ દાક્તર હતી. તેણે એક ભગવી સાડી તથા લાલ બદન પહેરેલાં હતાં. માથું ઉઘાડુંજ હતું. હાથમાં ચામડાની બેગ હતી. સાથે એક દેશી ખ્રીસ્તિ કંપાઉંડર હતો. તેના હાથમાં પણ દવાની સામગ્રી હતી.

“માફ કરજો ભાઈ! આજે મને આવતાં બહુજ મોડું થયું. પણ ઘેર ઘેર માણસ પ્લેગથી પટકાયલા છે.” પેલી બાઇયે શુદ્ધ ગુજરાતીમાં કહ્યું. તેણે ખુણામાં બેભાન અવસ્થામાં પડેલી બાઈ દરદીને તપાસી અને માથું હલાવ્યું.

“તમે બધાં જો અમારી ઇસ્પિતાલમાં આવો તો સારૂં.” તે બાઇયે પેલા પુરૂષને કહ્યું: “તમારાં સ્ત્રીની તબિયત બહુજ બગડેલી છે. અને તમે જો અહિંથી ખસશો નહિ તો તમારી જાતને જોખમ છે. અને આ મધુરી ફુલ સમી બાળકી તો ઇશ્વરની કૃપાથીજ આમ સાજી છે. એને તો અહિંથી ખસેડવીજ જોઇયે.”

“મડમ સાહેબ! તમે તો બહુજ પરોપકારી છો પણ અમે પરદેશી માણસ છીયે. અમારૂં અહિં કોઈ સગું નથી. મારી વહુની દવા તમે બહુજ કાળજીથી કરી છે. હું જાતે બ્રાહ્મણ છું. પણ અમારા કોઈ હિંદુ ધર્મના મહારાજોએ અમને આમ મદદ કરી નથી. ખરેખરા ભગવાનને

તો તમે ઓળખ્યા છે. હું જાણું છું કે મારી વહુ આજના દિવસની મહે-માન છે, અને આ જીવલેણ રોગથી હું પણ ભાગ્યેજ બચું. પણ આ મારી છોકરીને તમે લઇ જાવ. હું જાતે રાજીખુશીથી તમને સોંપું છું. એ સબંધી કાગળપર લખાણ પણ કરી લ્યો. કારણ કે અમારી નાતમાં કન્યાઓ મોંઘી છે,એથી બે ત્રણ હજાર રૂપિયા સહેજે ઉપજે. એટલે મારા મરી ગયા બાદ એના પિતરાઈ કાકાઓ એનો કબજો લેવા ઉતરી પડશે અને તમને હેરાન કરશે. માટે મને એક કાગળ આપો એટલે હું મારા હાથદસ્કતથીંજ બધી સોંપણ કરીશ."

આટલું બોલી તેણે કાગળ લીધો અને પોતાની છોકરીના વાલી તરીકે મીસીસ ઍડમ્સને ઠરાવ્યાં. પોતાની પૂંજી ત્રણ હજાર રૂપિયાની હતી. તેમાંથી એક હજાર રૂપિયા મીશન હૅાસ્પીટલને બક્ષીસ કર્યા, અને બે હજાર રૂપિયા છોકરીના નામના કરવા લખ્યું. વળી વિશેષમાં તેણે જણાવ્યું કે જે ધર્મના અનુયાયીઓ પરધર્મીઓની પણ સુંદર સેવા ચાકરી કરે છે, તથા પોતાના જીવના જોખમે પણ તેમની માવજત કરે છે તે ધર્મ સુંદરજ હોવો જોઇયે. તે માટે મારી પુત્રીને તે ધર્મ સ્વીકારાવે તો મારે કાંઇજ વાંધો નથી. આ પ્રમાણે લખીને કાગળ તથા પેટીની ચાવી તેણે મીસીસ ઍડમ્સને આપ્યાં. કાગળ ઉપર તેમણે તથા તેમના આસીસ્ટંટે સહીઓ કરી.

તે માંદા માણુસે પોતાની દિકરીને બોલાવી અને કહ્યું કે હવેથી તું મડમ સાહેબ જોડેજ રહેજે અને એમનું કહ્યું માનજે.

મીસીસ ઍડમ્સે તેને માથે હાથ ફેરવ્યો અને કહ્યું; "આજેજ તું મારી સાથે ચાલ. રાત્રે અહીં રહેવામાં ઘણું જોખમ છે." પછી તેમણે પેલા પુરૂષને કહ્યું: "ભાઈ! જ્યારે અમે કોઇની દવા કરીયે છીએ ત્યારે અમે કોઇને અમારો ધર્મ સ્વીકારવાનુ કહેતા નથી. પણ મારી તરફ તમારો સદ્દભાવ જોઇને, તથા અમારા ધર્મ વિષે તમારા વિચાર જાણીને હું એક હિંમત કરૂંછું. તમારી સ્થિતિ બહુ ગંભિર છે. હજી તમને ભાન છે. તેટલા સમયમાં તમે અમારો ધર્મ અંગિકાર ના કરો ? હું પાદરીને બોલા-વીને તમને પવિત્ર પાણી અપાવીશ."

પેલા માણુસે ફીકકું હાસ્ય કર્યું, અને ધીમેથી બોલ્યો: "માફ કરજે મેમ સાહેબ ! હું તમને નિરાશજ કરૂંછું. બધાંનો પ્રભુ એક છે. સચ્ચાઈ અને પરોપકાર એ બધા ધર્મનાં લક્ષણ છે. હું તમને બહુજ માન આપું છું, પણ હવે મરતી વખતે તો ધર્મ નહિ બદલું. હે શ્રી નાથજી બાવા !

અમારા ધર્મગુરૂઓને સદ્બુદ્ધિ આપ.ધર્માલયોનાં ધન પરોપકાર માટે વાપરવા તેમને પ્રેર. જય સ્વામિનારાયણ ! ! " આટલું બોલી તે બેભાન થઇ ગયો.

મીસીસ ઍડમ્સની આંખમાં પાણી દેખાયાં. તેઓ પોતાના આસિસ્ટંટને ત્યાં મુકી, નાની નર્મદાને પોતાની સાથે લઇને હૉસ્પિટલ ઉપર ગયાં. તે રાત્રે આ બંને ધણી ધણીયાણીએ પ્રાણ છોડયા.

* * *

મીસીસ ઍડમ્સને નર્મદા ઉપર અત્યંત વહાલ હતું. તેમણે તેને ખ્રિસ્તિ ધર્મમાં લઇને નોરા ઍડમ્સ એવું નામ આપ્યું અને પોતે તેને જાતિ દેખરેખ નીચેજ ઉછેરી. નર્મદા બાર વર્ષની થઈ ત્યારે તેને મુંબાઈ મોકલી અને ત્યાંની નિશાળમાં દાખલ કરી. બીજી છોકરીઓ સાથે તે હરતી ફરતી અને રમતી હતી. એનાં માતપિતા હોત તો પણ આટલી કેલવણી તો એ નાજ પામત એમ કોઇ પણ કહી શકે.

મીસીસ ઍડમ્સે એના પિતાની યાદ નર્મદાના મન ઉપર ઠસાવી હતી. તે ભલી બાઇએ તેને ગુજરાતી ભાષા પણ ભણાવી હતી. અને નર્મદા જ્યારે પૂરી સમજણી થઈ ત્યારે તે બાઇના હૃદયની વિશાળતા સમજીને તેનો મનમાંને મનમાં અત્યંત ઉપકાર માનતી હતી.

સત્તર વર્ષની ઉમરે નર્મદા મેટ્રીકની પરીક્ષામાં પસાર થઈ. તેજ સાલમાં મીસીસ ઍડમ્સ હિંદમાંથી ફારગ થઇને અમેરિકા જવાનાં હતાં. તેમની ઇચ્છા નર્મદાને દાકતર બનાવવાની હતી. પણ નર્મદા ઘણી બુદ્ધિશાળી નહોતી. પરીક્ષાની તૈયારી કરવાનું કામ તેને માટે બહુજ કઠણ હતું. તે ઉપરાંત બીજાં છ વર્ષ ભણવા માટે જે સાધન જોઇએ તે પણ નહોતાં. નર્મદાના બાપે મૂકેલી નાની સરખી રકમ વ્યાજ સાથે અનામત હતી, પણ એટલામાં નર્મદા દાક્તરી અભ્યાસ પૂરો કરી શકે તેમ હતું નહિ. તેથી મીસીસ ઍડમ્સે તેને યંગ વીમેન્સ ક્રીશ્યન ઍસોસીએશનના શૉર્ટ હેંડ ટાઇપ રાઈટીંગ, અને બુક કીપીંગના વર્ગોમાં દાખલ કરી. એક વર્ષમાં તો નર્મદા આ સર્વમાં નિષ્ણાત થઇ ગઇ, અને મીસીસ ઍડમ્સે એને એક સારી, સુસ્થાપિત અંગ્રેજી પેઢીમાં સારે પગારે નોકરી અપાવી. પછી પોતે હિંદ છોડી ગયાં.

નર્મદાને આ નવી નોકરી અનુકૂળ હતી. સાહેબ ભલો હતો. વળી નર્મદાનો પહેરવેશ પણ દેશી મડમ જેવો હતો, તથા અંગ્રેજોની નિશાળ-

માંજ ભણેલી હતી તેથી તે કેટલીએ પેઢીથી ખ્રિસ્તિ હશે એમ બધાના મનમાં હતું. તે F. w. e. A. માંજ રહેતી અને જમતી એટલે તેને એકાંત લાગતું નહોતું, તેમજ ઓછા ખર્ચમાં નિભાવ થતો હતો. અને દર મહિને સારી રકમ બચતી હતી. આમ ને આમ ચાર પાંચ વર્ષ ચાલ્યું. લડાઇનાં વર્ષો દરમિયાન તેને બોનસ પણ સારૂં મળ્યું. વળી એના બાપે મૂકેલી રકમ મીસીસ ઍડમ્સે એને આપી દીધી હતી. એટલે નર્મદા પાસે હવે સારી રકમ થઈ હતી, અને તેનું બળ પણ તેને સંતોષ આપતું હતું.

*　　　*　　　*

નર્મદાના હિંદુ સંસ્કાર જતા નહોતા રહ્યા. મીસીસ ઍડમ્સ જેવા ઉદાર બાઇને હાથે તે ઉછર્યાથી ધર્માધપણું તેને કોઇ ઠેકાણે નડયું નહોતું. વળી f. w. e. A ના આદર્શો પણ વિશાળ હતા. ધર્મના સંકુચિત અર્થ તેઓ કરતા નહિ. ઘણું ખરૂં તેમનું ખ્રિસ્તપણું સેવા–ભાવમાંજ સમાઇ જતું હતું. નર્મદાએ પોતે આર્ય તત્ત્વજ્ઞાનનો થોડો અભ્યાસ કર્યો હતો. ગીતાનું ભાષાંતર, તેના ઉપર લોકમાન્ય તિલક અને અભેદમાર્ગી મણિલાલ નભુભાઇનું વિવરણ તેણે વાંચ્યાં હતાં. અને હિંદુધર્મ પ્રત્યે તેને અનુરાગ હતો. વળી તે ખ્રિસ્તિઓમાં વસતી હતી છતાં દેશોદયની હિલ-ચાલોથી વાકેફ રહેતી હતી. તે પોતાને એક ગુજરાતી ગણતી અને ગુજરાતી સાહિત્યમાં રસ લેતી હતી. પરંતુ તેની ઓફીસવાળાઓ તો તેને એક ગોટલી તરિકે ગણતા હતા, અને દેશીઓ તેનાથી દૂર રહેતા હતા.

સાહેબનો અંગત મદદનીશ એક ગુજરાતી યુવક હતો. વેપારી કૉલેજ-ના શરૂઆતના ગ્રેજ્યુએટમાંનો તે એક હતો. તે ફક્ત નોકરીને વૈતરૂં નહોતો ગણતો, પણ પોતાના કામમાં બહુજ રસ લેતો હતો, અને ખંતથી ફરજ બજાવતો હતો. આ કારણથી તે સાહેબનો બહુજ માનીતો હતો. તે પક્કો નેશનાલિસ્ટ હતો, અને દેશી ખ્રિસ્તિઓની તેને ખાસ સુગ હતી. નહિ તો મીસ ઍડમ્સ (નર્મદા)ની સાથે તેને ઘણીયે વાર કામ પડતું હતું પણ તેણે બિલકૂલ પરિચય વધાર્યો નહોતો. વિલાયતની ટપાલને દિવસે તો આ બે જણાં તથા સાહેબ ઘણીવાર રાત્રે આઠ વાગે ઑફિસમાંથી છુટતાં હતાં, અને સાહેબ ઘણીવાર મીસ ઍડમ્સને ઍસોસીએશન ઉપર મૂકવા પણ જતા હતા. છતાં કોઇવાર મી. મહેતાએ મોઢાનું પણ મૂકવા જવાનું પૂછ્યું નહોતું. સાહેબને ઉતાવળ હોય તો મીસ ઍડમ્સ એકલી જતી હતી.

અલબત્ત તેનું મકાન કાંઈ આધું નહોતું, અને કોટના રસ્તા ઉપર કાંઈ દહેશત પણ નહોતી. પરંતુ ચાર વર્ષના પરિચયથી નર્મદાના મનના જુદાજ ભાવ હતા. મી. મહેતાની હોંશીયારી માટે પ્રથમ તેને માન ઉપજ્યું હતું, અને ધીમે ધીમે તેમાંથી પ્રેમ ઉદ્દભવ્યો હતો. પોતાના હૃદયમાં તે મી. મહેતાને ચહાતી હતી. મી. મહેતા પોતાના હાથ નીચેના માણસો પ્રત્યે બહુજ મીઠી વર્તણુક રાખતા હતા. સાહેબ સાથે વિનયથી પણ સ્વમાન સાથે વર્તતા હતા. આ સર્વથી નર્મદા અંજાઇ હતી અને ની સાથે પરિચય વધારવા ઇચ્છતી હતી.

મી. મહેતા તેની તરફ ઠંડા હતા તેનું કારણ પણ તે સમજી હતી. મી. મહેતાનું ધર્માભિમાન તે વખાણતી હતી, અને પોતાની સામાજિક સ્થિતિને બહુ દોષ દેતી હતી. છતાંય તે બધું મનમાંજ સમાવતી હતી. અને કોઈ દિવસ પણ પોતાના પ્રેમની સાબીતી મી. મહેતાને તે આપી શકશે એવી શ્રદ્ધા અંતઃકરણમાં રાખતી હતી.

* * *

આજે વિલાયતની ટપાલ લખવાનો દિવસ છે. ઑફીસનો વખત પૂરો થઈ ગયો છે. કામ પણ આજે પુષ્કળ છે. આજની મેલમાં વિલાયતના કેટલાએક વેપારીઓ આવ્યા છે. સાહેબ તેમની સાથે કામમાં રોકાયલા છે. ટપાલનું બધું કામ મી. મહેતા અને મીસ ઍડમ્સને માથે છે. નીચી ડોકીએ બંને જણ કામ કરે છે. અંતે તે પૂરૂં થાય છે, ત્યારે ટાવરમાં સાતાસાતનો ટકોરો અને સુંદર સરોદો સંભળાય છે. આજેજ મી. મહેતાને મીસ ઍડમ્સની કાર્યદક્ષતાનો ખ્યાલ આવ્યો તે કેવળ ટાઇપીસ્ટ નહોતી પણ વેપારની ઘણી બાબતોની સમજણ તેને હતી. કેટલાએ કાગળોના જવાબ તો તેણે પોતાની મેળેજ લખી રાખ્યા હતા અને તેમાં મી. મહેતાને કાંઇજ ફેરફાર નહોતા કરવા પડયા. મી. મહેતાએ સહેજ રમૂજ—આટલા વર્ષમાં પહેલીજવાર—કરી કે હવે તો મીસ ઍડમ્સ તમે મારી જગ્યા લઈ શકો. આ બોલથી મીસ ઍડમ્સનું શેર લોહી ચઢયું.

બંને જણાયે કાગળો સમેટયા. મી.મહેતા પોતાના ખાનગી ઓરડામાં ગયા. નર્મદા જાણે કે તે હમણાંજ બહાર આવશે અને સાથે જઈશું. એમ ધારી તે તૈયાર થઈ તેના બારણા સામું જોતી ઉભી રહી. એટલામાં મી. મહેતા કાંઈ બોલતા હોય તેમ લાગ્યું. જીજ્ઞાસા દબાવી ન શકયાથી નર્મદા પાસે ગઈ અને કાંન માંડયા.

"અરેરે, હું તો દાસત્વ કરવાજ સરજાયો છું. ગરીબ છોકરો ધર્માદા બોર્ડીંગમાં રહી ભણ્યો! મારી પાસે તે ક્યાંથી ધન હોય! મારે સગાં પણ ક્યાં છે કે કોઇની પાસે મદદ માગું!! નહિ તો આવી સુંદર પળ ફરી ના આવે. જો મારી પાસે બીજા આઠેક હજાર હોય તો આ ઓફીસના જેટલો વેપાર હું ખેડી શકું!! આજેજ આવેલા વેપારીઓએ મને એજન્સી આપવા જણાવ્યું છે. પરંતુ પંદર હજાર રૂપિયા બેંકમાં મૂકવા જોઇએ, અને મારી પાસે તો માંડ સાતેક હજાર હશે."

આ શબ્દો સાંભળી નર્મદાના હૃદયમાં કાંઈ કાંઈ થઇ ગયું. તેણે મનમાંજ કાંઈક નિશ્ચય કર્યો. અને પછી મી. મહેતાના ઓરડાનું બારણું ધકેલી તે અંદર ગઈ. ચમકેલા મી.મહેતાની દરકાર કર્યા વિના તે બોલી: "માફ કરજો મી. મહેતા. તમારા બોલ મારે કાને પડ્યા છે. તમારા અંતરની વાત મેં જાણી છે. તમારે જરૂર છે તેટલાં નાણાં મારી પાસે છે, અને હું તમને મદદ કરવા તૈયાર છું."

"કોણ તમે! તમારી પાસે એટલી રકમ ક્યાંથી? અને તમે શા માટે મને મદદ કરો?"

"હું તમને બધી વાત કહીશ. રકમ મારી પાસે છે, અને મારી પોતાની છે. અને મદદ તો એક સાટીથી કરવાની છે."

"શી સાટી છે? મને કહો. જો આવી મદદ આમ મળતી હોય તો હું ગમે તે સરત પાળવા ખુશી છું. બોલો."

"શરત એટલી કે તમારે મારી સાથે લગ્ન કરવાં. હું તમને હૃદયથી ચાહું છું. આજ કેટલાએ સમયથી ચાહું છું. અને તેટલા માટેજ આ રકમ તમારા હાથમાં મૂકવા તૈયાર થઇ છું."

"શું? લગ્ન!! તમે ખ્રિસ્તિ હું બ્રાહ્મણ. એ કેમ સંભવે? વળી હું કાંઈ તમને ચાહતો નથી. પ્રેમ વિનાના લગ્નને તમે શું કરશો?"

"મી. મહેતા! તમે મને તરછોડી ના કાઢો. તમે બ્રાહ્મણ છો, તો હું પણ બ્રાહ્મણ છું. આ પહેરવેશની અંદર આર્ય હૃદય ધડકે છે. હું શુદ્ધ ગુજરાતી છું."

આટલું કહી નર્મદાએ પોતાનો ઇતિહાસ ટુંકામાં જણાવ્યો. આ વખતે નર્મદાનું મોં સુંદરતાથી ચળકતું હતું. તે આકર્ષક લાગતી હતી. મી. મહેતાના મોં ઉપરની સફાઈ ઓછી થઈ. પછી તે બોલ્યા: "ના, ના, હું દિલગીર છું કે હું તમારી મદદ નહિ સ્વીકારી શકું. મને માફ કરો."

આટલું બોલી, સામાન્ય સભ્યતા પણ વિસારીને ચાલી ગયા. નર્મદા બિચારી એકલી પોતાને સ્થાને ગઇ. આજે તેની ભૂખ ઉડી ગઈ હતી. તેણે પોતાનો પાસો નાંખ્યો હતો, પણ તેમાં તે નિષ્ફળ નિવડી હતી. પ્રેમ સંબંધી કબુલાત કર્યા પછી તે ઓફીસમાં રહેવું તેને માટે મુસ્કેલ હતું. પણ મી. મહેતાને–પોતાના સ્નેહપાત્રને–આ પ્રમાણે વગર પૈસે રાખવા તે પણ તેને ગમતું નહોતું. આખી રાત તેણે તરફડીયાં માર્યાં. તેને જરાયે ઉંઘ આવી નહિ. અંધારામાં પણ તે એકજ સૂત્ર જોયા કરતી હતી:—

"પ્રેમ અર્પણ કરી જાણે છે. પ્રેમને કાંઇજ આશા નથી." તેણે પ્રભાત થતાંજ નિશ્ચય કર્યો કે બસ હું તે રકમ મી.મહેતાને આપીશ. આ નિશ્ચય થયો એટલામાંજ સીપાઇયે ખબર કરી કે કોઇ ગૃહસ્થ તમને મળવા માંગે છે. મી. મહેતા જાતેજ ત્યાં આવ્યા હતા.

"મીસ ઍડમ્સ!" તેઓ બોલ્યા, "મેં આખી રાત વિચાર કર્યો છે. તમારી શરત મારે કબૂલ છે. ઘણાક હિંદુઓ પૈસાથી કન્યા ખરીદે છે: તો ભલે તમે મને–વરને–ખરીદો."

"ના, મી. મહેતા! મે પણ વિચાર કર્યો છે. મારી શરત હું પાછી ખેંચી લઉં છું. રૂપિયા વગર શરતે તમને મળશે."

"મને તમે એવો સ્વાર્થી ધાર્યો, નર્મદા! આ રાત્રે મારામાં જબરૂં પરિવર્તન કર્યું છે. જો હું ખ્રિસ્તિ નામનેજ ધિક્કારતો નહોત તો હું ક્યારનોએ તમારાં સદ્‌ગુણો, તમારી બુદ્ધિ, અને તમારી મોહકતા જોઈ શકયો હોત. મે હમણાં કહેલું વાકય અંતરનું નથી, તે કેવળ મજાક છે. હવે તો હું પૈસા વિના પણ તમારા હાથની માંગણી કરવા આવ્યો છું."

"પણ હુ ખ્રિસ્તિ છું તેનો વિચાર કર્યો?"

"હા. આખી રાત જાગીને બધાયે વિચાર મેં કર્યા છે. હવે તો જાણે મને એમ લાગે છે કે ચાર વર્ષથીજ આપણે ગાઢ સબંધમાં છીયે. તમારી નાની નાની ઘણીયે વાતો મને યાદ આવે છે. અને કાલે અડધા કલાકમાં તમારૂં હૃદય હું જોઈ શકયો છું, તેથી તો હું તમારો ગુલામ થઇ શકયો છું. તેમાં વળી બિનશરતે રકમ આપવાની વાતે તો અવધીજ કરી છે. આપણા લગ્ન સંબંધી બધીજ વિગતો હું તમારા હાથમાં છોડીશ. મારે કોઇ સગું નથી. કોઇ દૂરનું સગું હશે તો તેણે મારા સામું જોયું પણ નથી. ફક્ત એકજ શરત કે હું બીજો કોઇ ધર્મ અંગિકાર નહિ કરૂં."

"હું પણ હિંદુ ધર્મની હિમાયતી છું ખરી, પણ જે ધર્મે મને

જીવતદાન આપ્યું, જે ધર્મ મારાં મુરબ્બી મીસીસ ઍડમ્સે મને અંગિકાર કરાવ્યો, જે ધર્મની હુંફમાં હું અત્યાર સુધી પોષાઇ તે ધર્મ હું પણ તજી દેવા તૈયાર નથી."

"તેની મને કાંઇ હરકત નથી. મને તો ખાત્રી છે કે આપણે સૌ બુદ્ધિ-સંપ્રદાયના અનુયાયી થઇશું. વળી ગુજરાતમાં વૈષ્ણવ વર અને જૈન કન્યાનાં લગ્ન સામાન્ય છે. એ ધર્મભેદ આપણને નડશે નહિ. અને આપણાં લગ્ન તો રજીસ્ટર કરાવી શકાશે."

"હું તે બાબતમાં અનુકૂળ છું."

"એક બીજી વાત. હું તમારા પૈસા માટે લગ્ન નથી કરતો. પણ જો તમારી ઇચ્છા હશે તો આપણે વેપારમાં પણ ભાગીદારી કરીશું. તમારી વેપારી કુનેહ અને હોંશીયારીનો ખ્યાલ મને કાલેજ આવ્યો. આપણે બે સાથેજ યુરોપના વેપારીને મળીશું અને જે નફો થાય તેમાં પણ આપણો સરખો હીસ્સોજ રહેશે. આ પ્રમાણે આપણે સંસાર જીવનમાં તેમજ વેપારમાં ખરો સહચાર સાધીશું."

નર્મદા આ સબંધમાં વાંધો લેવા જતી હતી. પણ મી. મહેતાએ તે સાંભળવાની ના પાડી. પછી બંને જણાં તેજ દિવસે પેલા પરદેશી વેપારીને મળ્યાં. તે તેમનાથી ખરેખરો અંજાયો. તેમાંયે વળી એક સ્ત્રી ભાગીદાર થવાની છે તે જોઇને તો તેને ઘણીજ નવાઇ લાગી. અંતે બહુજ ફાયદાકારક શરતોથી તેઓને એજન્સી આપવાનું નક્કી થયું અને પંદર હજાર રૂપીયા આ લોકોએ અનામત બેંકમાં મૂકવાનું કબૂલ કર્યું.

બીજે દિવસે તેમણે આ સર્વ હકીકત પોતાના સાહેબને કહી. આ પાવરધા માણસો જશે તેથી તેને દિલગીરી થઇ, પણ એક સદ્‌ગૃહસ્થની માફક તેણે તે દબાવીને બંનેને ખાસ અભિનંદન આપ્યાં. અને મી. મહેતાને કહ્યું કે એજન્સી કરતાંયે મીસ એડમ્સને મેળવવા માટે હું તમને અભિનંદન આપું છું.

એક મહિનામાં તો બહુ ફેરફાર થયો. મી. મહેતા અને મીસ એડમ્સનાં લગ્ન રજીસ્ટર થઇ ગયાં તેમાં એક સાક્ષી તેમના સાહેબ હતા. તેમણે આ લગ્નના માનમાં મોટો મેળાવડો કર્યો અને તેમની ઓફીસની બાજુમાં જ "મી. અને મીસીસ મહેતા લીમીટેડ" એ નામે બીજી ઓફીસ ઉઘડી. આ બન્ને ઓફીસો અત્યારે સરખી આબરૂદાર લેખાય છે.



# સંસ્કાર વિનાની માતા.

[ લેખકઃ રા. રા. જીવણલાલ મોતીલાલ ઠાકોર. ]

કુસંસ્કારી માતા દુશ્મનની ગરજ સારે છે. તેનો પુરાવો મ્હારા મિત્રના દાખલા પરથી મળે છે. તેને ગુજરી ગયાને આજ બે વર્ષ પસાર થઇ ગયાં છે અને નીચે વર્ણવેલાં તેનાં સાહાસક કૃત્યોને લીધે આજુબાજુના મુલકમાં ‘ શાહુકાર ’ તરીકે ઓળખાઇ તે પોતાનું નામ સ્મરણીય કરી ગયો છે. જોકે તેનું ખરૂં નામ કિશોર હતું પરન્તુ પોતાના અદ્ભુત પરાક્રમોને લીધે તે સર્વ ઠકાણે ‘શાહુકાર’ તરીકે ઓળખાતો. અને હજી પણ સર્વ લોક તેને તે નામથી યાદ કરે છે. કિશોરના પિતા ધરમપુર રાજ્યના દિવાન હતા અને કાયદા કાનુનમાં પ્રવીણ હતા. તેમની પ્રમાણિકતા અને નિખાલસપણાને લીધે એમને સર્વ કોઇ આવકાર આપતું. જેવી રીતે એક ડાઘ ચંદ્રના મનોરંજક પ્રકાશને કલંકિત કરી ત્હેની સંપૂર્ણતામાં કંટક રૂપ થાય છે તેવી રીતે લોકપ્રત્યે નિઃસ્વાર્થતાથી અને પરોપકારથી ઉદ્ભવેલી અકલંકિત સાખને કલંકિત કરવા કિશોર કંટકરૂપ નિવડ્યો. પણ તેમાં તે એકલોજ ગુન્હેગાર નહોતો. એ તો બિચારો સંજોગોનો ભોગ બન્યો હતો. તેને એ દિશા દર્શાવવાનું ભોમીઆ તરીકે કામ કરનાર એનાં માતુશ્રી હતાં. પોતાના પુત્રને પોતાની અશિક્ષિત બુદ્ધિ પ્રમાણે અર્પેલાં ઉત્તેજન અને કુશિક્ષણનું પરિણામ તદ્દન વિપરીત આવશે એવો ખ્યાલ પણ તેને ન હતો. એ પણ બિચારી અજ્ઞાન અને કુસંસ્કારના ફળરૂપ હતી, તેમાં એના દોષ કરતાં જે રૂઢીના પરિણામ રૂપ તે હતી, તે રૂઢીનો દોષ વિશેષ હતો. માતા એ એક ઈશ્વરની માયાની અલૌકિક કૃતિ છે. ધાર્મિક, સાંસારિક કે રાજકીય વિવાદ વિષયમાં વિસ્તાર કે પરિવર્તન કરાવનાર મૂળ વ્યક્તિ માતાજ છે. આને લીધેજ “ જે હાથ ઝુલાવે પારણું તે જગતપર શાસન કરે ” એ સિદ્ધાંતનો સત્યાંશ સર્વ નજરોનજર જુએ છે. માતાએ પાડેલી સારી કે માઠી છાપ કોઇ પણ પ્રકારના બાહ્યોપચારથી નાબુદ કરવી કઠણ છે. માતાનો સ્નેહ સૌથી ઉત્તમ પ્રકારનો છે; પરન્તુ તે કેળવાયલી અને સુસંસ્કારવાળી હોવી જોઇએ. નહિ તો સંતાનપર સદાને માટે કુસંસ્કારો

પડશે, અને તેનો સ્નેહ વિપરીત પરિણામ આણશે. કિશોરની જીંદગીમાં પરિવર્તન કરાવનાર તેની માતાજ હતી.

**શીખામણની શરૂઆત.**

એક વખતે ગોકળ અષ્ટમીનો મેળો જોવા માતા સાથે કિશોર પોતાને મોસાળ સુરત આવ્યો. તેની ઉમ્મર આઠ વર્ષની હતી. સાંજે લોકની વધારે ભીડ અને અથડામણને લીધે બરાબર ખરીદી થઇ નહી તેથી તે અને તેની બા મેળો જોવા સવારના ગયાં. દુકાનદાર રમકડાંની કિંમત ઠેરવવાની ભાંજગડમાં હતો તે દરમ્યાનમાં તેની નજર ચૂકાવી પોતાની બાની સોડમાં લપાઇ કિશોરે છાનામાના એક નાનકડી સિસોટી બ્હીતાં બ્હીતાં ધીરે રહીને ગજવામાં મૂકી દીધી. કિશોર કદી જુઠું બોલતો નહીં, પણ તેની સત્યતાને તેની માતાએ આડે રસ્તે દોરવી હતી. ઘેર પાછા ફરતાં પોતાના પરાક્રમની વાત કિશોરે અચકાતા અચકાતા માતાને કહેવા માડી. પરિણામમાં તેણે તેને હિંમતવાન, ચાલાક, વિગેરે વિશેષણોથી વધાવી લીધો. આથી કિશોરની બ્હીક ન્હાસી ગઇ. ધરમપુર આવ્યા પછી તેણે પિતાશ્રી સન્મુખ મેળામાં કરેલા પરાક્રમની વાત કહેવા માંડી; પણ તે પૂર્ણ કરે ત્યાર પહેલાં તો તેમણે તેને ધમકાવ્યો. કિશોરને રડતો સાંભળી તેની બા દિવાનખાનામાં આવી અને તેનું ઉપરાણું લઇ દિવાન સાહેબ પ્રત્યે કિશોર સમક્ષ તેણીએ વાગ્યુદ્ધ શરૂ કર્યું. જેવી રીતે પ્લાસિની લડાઇ જીતી ક્લાઇવે હિન્દુસ્તાનમાં બ્રિટિશ સલ્તનતનો પાયો નાંખ્યો તેવી રીતે કિશોરે સુરતના ગોકળ અષ્ટમીના મેળામાં સવારના બજાવેલા સાહસથી ભવિષ્યમાં ‘ શાહુકાર ’ તરીકે પ્રખ્યાત થવાનાં બીજ રોપ્યાં. તે રાતના બનાવ પછી માતાની શિખામણને અનુસરી કિશોરે પોતાનાં બીજાં પરાક્રમોની વાત પિતાશ્રીને કદી કહી નહીં. પણ પોતાની માતા તેમજ મ્હારી સન્મુખ સર્વ ઉઘાડું કરતો. જ્યારે હું તેને ઠપકો આપતો ત્યારે તે મ્હને દોઢડાહ્યો, બાયલો વિગેરે વિગેરે શબ્દો સંભળાવતો. પોતાની ઉમ્મરને છાજતાં એવી જાતનાં બીજાં વધારે પરાક્રમો કરી કિશોર અંગ્રેજી ભણવા સુરત હાઇસ્કુલમા દાખલ થયો. માતાના કહેવાથી તે મોસાળ રહેતો. જો કદી તેના કોઇ ગુન્હા માટે મામી ઠપકો આપે તો પોતે રીસાઇને કાકાને ત્યાં રહેતો. આ પ્રમાણે દિવાન સાહેબનો એકનો એક પુત્ર લાડમા ભણવા લાગ્યા.

**નિશાળનાં પરાક્રમ.**

અમે બન્ને એકજ ફળીઆમાં રહેતા, સાથે રમતા અને પ્રાઇમર કલાસમાં સાથે હોવાથી જોડે લસન પણ કરતા. એક વખતે મને મલેરીયા થવાથી હું સ્કુલે ન જઇ શકયો જેથી મ્હારી ફી ( રૂ. ૧-૮-૦ ) મ્હેં કિશોર જોડે મોકલાવી. ઉપરા ઉપરી તાવના હલ્લાને લીધે હું લગભગ આખો મહીનો ગેરહાજર રહ્યો. આખર તારીખે મ્હારા પિતાશ્રીપર માસ્તરની

ચીઠ્ઠી આવી જેમાં એમ લખ્યું હતું કે જો તે દિવસે મ્હારી ફી નહીં ભરાય તો રજીષ્ટરમાંથી મ્હારૂં નામ કાઢી નાંખવામાં આવશે. એમ સર્વે વિસ્મય પામ્યા. તે વખતે તો તરતજ કારકુન જોડે ફી મોકલવામાં આવી પણ સાંજના કિશોરને મહા મહેનતે બોલાવી મંગાવ્યાથી અને છેવટે ધમકી બતાવ્યાથી એમ જણાયું કે તે ફીના પૈસામાંથી તેણે બે પીપરમીટના ડબ્બા ખરીદ્યા હતા. જેમાંથી એક પોતાની માતા તરફ ધરમપુર મોકલાવ્યો હતો અને જેના પરિણામમાં એના સ્વાદનાં વખાણ તેની માએ જણાવ્યાં હતાં. દિવાન સાહેબનો એકનો એક અને તે પણ લાડકવાયો પુત્ર ગણી મ્હારાં માતા પિતાએ જતું કર્યું, પરન્તુ જ્યારે હું સાજો થયો ત્યારે એના એ કૃત્ય માટે ગુદરપાકની પ્રસાદી આપી હતી. તે વખતે ગજવામાં ઘોળાજી બિરાજ્યા હશે એટલે "જોઇએ તો ફીના કરતાં બેવડા પૈસા આપું" એવો જવાબ વાળ્યો. આ બનાવથી કિશોર 'શાહુકાર' કહેવાયા. તોફાન કરવામાં તે એક્કો ગણાતો પણ પોતે કદી પકડાતો નહીં. એના ગુન્હાને લીધે બીજા ઘણા નિર્દોષ છોકરાઓને માસ્તર કે હેડમાસ્તર તરફથી અવારનવાર શિક્ષા ભોગવવી પડતી હતી. એક વખતે સંસ્કૃત ચોપડી ભૂલી જવાથી તેણે કલાસમાં બીજા છોકરા પાસે માંગી, પણ તેને તે વાંચવી હતી એટલે કિશોરને આપવા ના પાડી. અર્ધા કલાકની રજામાં કિશોરે પેલા છોકરાને દૂર લઈ જઈ કોઈ જુએ નહીં એમ ખૂબ માર્યો. પેલા છોકરાએ તેના પંજામાંથી મહા મહેનતે નાસી છૂટી હેડમાસ્તરને ફરિયાદ કરી અને ખરી વાત કહી સંભળાવી. જ્યારે કિશોરને બોલાવવામાં આવ્યો તે સમયે છાના-માના પોતાના ગજવામાંથી ચપ્પુ કાઢી તે વડે પોતાની એક આંગળી સ્હેજ કાપી નાંખી અને તેજ સ્થિતિમાં તે હેડમાસ્તર પાસે ગયો. જ્યારે હેડ માસ્તરે વગર વાંકે પેલા છોકરાને મારવાનું કારણ પુછ્યું ત્યારે (આંગળીમાંથી લોહી નીકળતું હતું તેની વેદનાને લીધે) રડતાં રડતાં જવાબ આપ્યો, "સાહેબ એ તદ્દન જુઠ્ઠો છે. જ્યારે મ્હારી પાસેથી એણે કલાસમાં અંગ્રેજી ચોપડી માંગી અને જ્યારે એ આપવાની મ્હેં ના પાડી ત્યારે બ્હાર આવી એણે આ ચપ્પુ મ્હારી આંગળીમાં ભોકયો અને લોહી કાઢ્યું જે આપ પ્રત્યક્ષ જુઓ છો. અં અં........" કિશોરે રડવાનું ચાલુ રાખ્યું. આથી વધારે સાચા પુરાવાની કોને જરૂર હોય? હેડ માસ્તરે કિશોર સમક્ષ પેલા છોકરાને ખોટી ફરીઆદ બાબત ધમકાવ્યો અને વધારામાં દશ સોટીનો પ્રહાર પણ કર્યો. હજી કિશોરના મારની ઇજા તો બિચારાના શરીરપર નરમ પડી ન હતી ત્યાર પહેલાં આ નવી શિક્ષાનો માર આવી પડ્યો. કિશોરને પાણી પીવડાવી આંગળીએ પાટો બંધાવી અને હિંમત આપી તેને છોડી મકયો. પિતાશ્રીના ધાકને લીધે, સખ્ત મહેનતથી કે પરીક્ષાના હોલમાં શાહુકારી વાપરીને કે બીજા ગમે તે કારણથી તે દર વરસે ઉપલે નંબરે પાસ થતો.

કૉલેજમાં.

અમે બન્ને જણાએ સાથે મેટ્રીક પાસ કરી અને કૉલેજમાં આગળ અભ્યાસ ચાલુ રાખવા મુંબાઇ આવ્યા. હું વિલ્સન કૉલેજમાં દાખલ થયો અને મેકીકન હૉલમાં રહ્યો. તે ઝેવીયેર કૉલેજમાં દાખલ થયો અને તેની હોસ્ટેલમાં રહ્યો. કિશોરના ખર્ચના મહીનાના પૈસા એના પિતાશ્રીની દેખ-રેખ નીચે મળતા જે કિશોરને એક અનિવાર્ય કષ્ટ હતું. પોતાના ગજવા ખર્ચ માટે તેમજ મુકરર કરેલા મહિનાના પૈસા કરતાં વધારે ખર્ચને પુરૂં પાડવા એણે બીજા ઘણા રસ્તા શોધ્યા હતા. તે કૉલેજની જીમખાનાની ટેનીસ કમીટીનો સેક્રેટરી હતો, તેમજ કૉલેજની બીજી હીલચાલોમાં અગ્ર ભાગ લેતો. જેવી રીતે ઉપલે નંબરે પરીક્ષા પાસ કરી સ્કૉલરશીપ કે એવી જાતના બીજા ઇનામો મેળવવા કોઇ વિદ્યાર્થી તનતોડ મહેનત કરે તેવી રીતે આપણો શાહુકાર જે કમિટીપર લક્ષ્મીદેવી વધારે પ્રસન્ન હોય તે કમિટી-માં આગળ આવવા તનતોડ મહેનત કરતો. કૉલેજનાં પુસ્તકોને બદલે તેની રૂમ ડીટેકટીવનાં પુસ્તકોથી ભરેલી માલમ પડતી. એક વખતે પટેટી અને બળેવના તહેવાર સાથે આવવાથી તેની ટુંકી રજામાં કિશોર ધરમપુર ગયો. થોડા ખર્ચમાં તેની ભપકાબંધ રહેણીકરણી જોઇને તેનાં માતા પિતા ખુશ ખુશ થઇ ગયાં. તેની બાના કહેવાથી તેને બોનસ મળ્યું, પણ તેથી તેને કાંઇ વધારે આનંદ થયો નહતો.

એક દિવસે એવું બન્યું કે તેને પૈસાની બહુ તંગી પડી. ગમે તે પ્રકારે તે મેળવવાનો તેણે નિશ્ચય કર્યો. વિદ્યાર્થી પ્રત્યે કદી શાહુકારી કરવી નહીં એ એનો સિદ્ધાન્ત હતો. શેર બજાર તરફ એનું મન આકર્ષાયું. આ ક્ષણ-ભંગુર દેહને પોષવા અથાગ મહેનત આપે એવા લાંબા અને અઘરા રસ્તા શોધવા કરતાં થોડી મહેનતે સ્વર્ગીય સુખ પ્રાપ્ત કરાવે એવા સહેલા અને ટુંકા રસ્તા કેમ ન લેવા ? આવા અનેક વિચારોએ એના મગજમાં પ્રવેશ કર્યો. સ્ટીવન્સ કે ન્યુટનના ગ્રંથ અને સિદ્ધાંતોના વાદવિવાદને બદલે, બિજ-ગણિતના નિયમ અને દાખલાને બદલે, ભૂમિતિના પ્રમેય અને પ્રયોગને બદલે ' આપ્યા–લીધા ' ના ભણકારા તેના કર્ણપર પ્રતિ ધ્વનિ કરવા લાગ્યા. પરંતુ જો તે વિદ્યાભ્યાસને તિલાંજલી આપે તો પિતાશ્રી વધારે ગુસ્સે થાય અને એમના અગાઉથી બાંધેલા મનોરથ પર પાણી ફરી વળે, જો તે કાયમ રાખે તો પૈસા મળે નહિ. આજના નિરાકરણપર એની જીંદગીનો સર્વ આધાર હતો. એને કાંઇ સુઝ પડી નહીં તે પથારીમાં આમતેમ પછાડા મારવા લાગ્યો.

**નવે માર્ગે.**

સવાર પડી. સટ્ટાભ્યાસ શરુ કરવો એવું નક્કી થયું. વિદ્યાભ્યાસમાં લગભગ અધી જીંદગી પસાર કરવી પડે એવું સટ્ટાભ્યાસમાં ન હતું. શાહુકાર કાબેલ, ચતુર અને હોશિઆર હતો. જે વિદ્યાભ્યાસ પૂર્ણ કરવાને એક હોશિઆર વિદ્યાર્થીને ઓછામાં ઓછા પંદર વર્ષ થાય તેવી જાતના પણ બીજા પ્રકારનો અભ્યાસ ( સટ્ટાભ્યાસ ) પૂર્ણ કરવાને શાહુકારને ફક્ત પંદર દિવસજ થયા. વિદ્યાભ્યાસ પૂર્ણ કર્યા પછી જેમ કોઇ યુવાનને આજીવિકા અર્થે આમતેમ આંટા મારવા પડે તેવું સટ્ટાભ્યાસ કર્યા પછી ન હતું. સોળમે દિને શાહુકારે એક હજાર રૂપીઆ મેળવ્યા ! ! તરતજ તે રકમમાંથી રૂા. ૫૦૦ નો તદ્દન નવી પેટન્ટનો એક સુંદર નેકલેસ ખરીદી પિતાશ્રીની અણજાણપણામાં પોતાની બા તરફ રવાના કર્યો, અને સાથે પોતાના પરાક્રમનું સવિસ્તર વર્ણન પણ લખી જણાવ્યું હતું. પોતાના દિકરાની આપ-કમાઇથી મેળવેલી આવી ખુબસુરત ભેટ જોઇ કિશોરની બાને આનંદ આનંદ થઈ ગયો.

" શણગાર એ સ્ત્રીનું કુળ, બુદ્ધિ અને ધન છે. એ તો એ સિસોટીના પ્રતાપ ! જો એને મ્હેં તે દિવસથી વાર્યો હોત તો મ્હને આવો ઉત્તમ નેકલેસ એકદમ ક્યાથી મળતે ?" આવી જાતની વિચારમાળામાં તેણીએ મણકા મૂકવા શરૂ કર્યા, અને વધારામાં ' કોલેજનો અભ્યાસ ત્હેં હાલમાં ઉપાડેલા કાર્યમાં આડે આવતો હોય તો તે બંધ કરજે. તે સંબંધી હું ત્હારા પિતાશ્રીને સમજાવીશ '—આવી જાતના બીજા પણ શબ્દોથી ભરેલો એક પત્ર કિશોરપર તેની બાએ લખ્યો. ' ભાવતું હતું ને વૈદે કહ્યું ' એના જેવું કિશોરને થયુ. જે સમયે મુંબાઇમાં કિશોરની રુમપર લિલા લ્હેર થઇ રહી હતી તે સમયે ધરમપુરમાં પોતાને માટે મા અને બાપ વચ્ચે વાગ્યુદ્ધ મચી રહ્યું હતું. બીજે દિવસે દિવાનસાહેબે ઠપકાથી ભરેલો એક લાંબો પત્ર કિશોર તરફ રવાના કર્યો, અને ' ત્હારા બાપની આબરુ સાચવી રાખવી હોય તો વિદ્યાભ્યાસ ત્યજીશ માં '—આ વાક્ય પણ એમાં લખ્યું હતું. પરન્તુ, આ પત્ર વાંચવાને કિશોર શક્તિમાન થાય તે દરમ્યાનમાં આગલે દિવસે ( સત્તરમે દિવસે ) સટ્ટામાં ગુમાવેલા બે હજાર રૂપીઆ ચૂકવવા માટે પોતાના પિતાશ્રીની શાખનો લાભ લઇ તેમના એક મિત્ર સરાફ પાસેથી તે રકમ મેળવી દેવું પણ ચૂકવી દીધું હતું. જે વખતે પોતાની રૂમમાં પિતાશ્રીનો લાંબો પત્ર કિશોર વાંચતો હતો તેજ વખતે ધરમપુરમાં દિવાન સાહેબ પોતાનો પુત્ર પોતાના નામ પર શરાફ મિત્ર પાસેથી સટ્ટામાં હારેલા

રૂપિઆનું દેવું પતાવવા બે હજાર રૂપીઆ લઇ આવ્યો એ મતલબનો સરાફ-ને હાથે લખાયેલો કાગળ દિવાનખાનામાં વાંચતા હતા. "છોકરો હવે હાથથી ગયો" સમજી સર્વ વાતથી વાકેફ કરી દિવાન સાહેબ પોતાની સ્ત્રીને સંબોધવા લાગ્યા. "તમે એનું કયારે સારું બોલ્યા છો ?" તેણીએ જવાબ આપ્યો, "કોલેજમાં ભણ્યાથી બીજા છોકરા જેમ ઉચ્છાંછળા થાય છે એવું તો એનામાં નથીને ? બીજા કોલેજીઅનોની માફક તે માતપિતા કે મુરબ્બી-ઓની આજ્ઞાનું ઉલ્લંઘન કરી તેમની આમન્યા તો નથી તોડતોને ? એ તો ચઢે તે પડે. તે ઉપરાંત છોકરો બગડશે કે સુધરશે કે હાથથી જશે તો તે મ્હારો છોકરો છે. તમારે તો તમારા મહારાજા સાથે અને એમના રાજસંબંધી કામમાં દિવાનગીરી ચલાવવી. મ્હારા કે મ્હારા દિકરાના કામમાં કદી માથું મારવું નહીં. સમજ્યા ?" આવાં આવાં બીજાં અનેક અઘટીત વાકયો બુલંદ અવાજે ઉચ્ચારી તેણીએ દિવાન સાહેબને સંભળાવવા માંડયાં. બહાર વાઘ જેવા ગણાતા દિવાન સાહેબ ઘરમાં પોતાની ધર્મપત્ની આગળ બકરી જેવા થઇ જતા. જેટલા પ્રમાણમાં ગામના સર્વ લોક વગર સવાલે તેમની આજ્ઞા માથે ચઢાવતાં તેટલાજ પ્રમાણમાં સામા અનેક સવાલ—જવાબ કર્યા છતાં પોતાનીજ અર્ધાંગના આજ્ઞાનુ ઉલ્લંઘન કરતી. દિવાન સાહેબને કલહ કદી રુચતો નહીં. તે સમજુ અને ઠરેલ હતા. તે સારી રીતે સમજતા હતા કે જો પોતે તેણીની સામે તેટલાજ પ્રમાણમાં પ્રત્યુત્તર આપે તો તકરાર વધી પડે અને આડોશીપાડોશી સમક્ષ પોતાના ઘરની કિંમત અંકાય. એમની અર્ધાંગનાને બોધ આપવો એ 'ભેંસ આગળ ભાગવત' જેવું હતું. એટલે એ બિચારા ચૂપ રહેતા. જેમ બને તેમ જલદીથી ધરમ-પુર આવવા તેમણે કિશોર પર પત્ર લખ્યો, અને તે તરત મુંબઇથી નિકળ્યો.

**ઉઠાવગીરપણું.**

રાત્રે વલસાડ ઉતર્યો ત્યારે તેણે દરરોજ કરતાં વધારે પ્રમાણમાં પોલીસો જોયા. તપાસ કરતાં તેને માલુમ પડયું કે તે રાત્રે મુંબાઇથી ચાંદીના પાર્સલ આવ્યા હતા. સીધા ગામ તરફ જવાને બદલે કિશોરે ચાંદીના પાર્સલની શોધખોળ કરવા માંડી. પ્હેરેગીર ઝોકાં ખાતા હતા એટલામાં તેણે એક ભારે પાર્સલ ઉપાડયું. પણ તે લઇને જેવો તે નાસવા જાય છે કે તરતજ એક છુપા પ્હેરેગીરે કિશોરને પકડયો, અને સીધો ગેટ તરફ રવાના કર્યો. બીજે દિવસે સવારના આ વાત ગામમાં તેમજ ધરમ-પુરમાં સર્વત્ર ફેલાઈ અને વાવાટે સુરત પણ પ્હોંચી. કિશોરના મામા અત્રે પોલીસ ઇન્સ્પેકટર હોવાથી તેમની લાગવગથી કિશોરને છોડી મૂકવામાં આવ્યો. આ બનાવથી એનું 'શાહુકાર' તરીકેનું નામ વધારે પ્રખ્યાત થયું.

એક વર્ષ સુધી ધરમપુર સિવાય બીજે કોઇ પણ ઠેકાણે જવાની પિતાશ્રી તરફથી સખ્ત મનાઇ થઇ. આથી કિશોરની બાને ઘણું માઠું માગ્યું. તેણીએ દિવાન સાહેબને કહી સંભળાવ્યું કે, "ધરમપુર જેવા ગામડા ગામમાં મુંબાઈ જેવા શહેરમાં રહેલા છોકરાને ગોંધી રાખશો તો એનો જીવ કેટલો મુઝાશે ? એના કરતાં તો સાબરમતીની જેલ બહેતર છે." પણ આ વખતે દિવાન સાહેબ એકના બે થયા નહીં. પોતાના દીકરાએ આવું નામ કાઢયું જાણી એમને ઘણો ખેદ થયો અને થોડા દિવસ માટે દરબારમાં પણ જવાનું માંડી વાળ્યુ. નિવૃત્તિમાં સમય ગાળવો એ કિશોરના સ્વભાવને અનુકૂળ ન હતું. જયારે જયારે કોઇ ઓળખાણ પીછાણવાળા ધરમપુરથી સુરત જાય ત્યારે તેમની પાસેથી દિવાન સાહેબના નામ પર જાતજાતનું નવીન પ્રકારનું કાપડ તે મગાવતો. દશ મહિનામાં તેમના નામપર કિશોર માટે રૂા. ૮૦૦ નુ બીલ થયુ. દિવાળી પાસે આવવાથી કાપડીઆ તરફથી બીલ ચૂકવવા સંબંધી અનેક કાગળો કિશોર પર આવ્યા. જેના વાયદા તે મરજી પ્રમાણે આપ્યા કરતો. છેવટે દિવાન સાહેબની હાજરીમાં પેલો કાપડીઓ બીલ લઇ રૂબરૂ આવ્યો. જ્યારે તે સર્વ વાતથી વાકેફ થયા ત્યારે તેમણે કિશોરને અવળે હાથે લેવા માંડયો, અને આ વખતે પણ પોતાની અર્ધાંગના વચમાં પડયાં અને કાપડીઆ તેમજ પોતાના દીકરાની હાજરીમાં દિવાન સાહેબ પ્રત્યે બુલંદ અવાજે બોલ્યાં, "તમારાથી એકકે બદામ ન અપાય તો હું આપીશ. તમે દિવાન છો તો હું પણ દિવાનની પટરાણી છું. શું લુગડાં વિના મ્હારો કુંવર ઉઘાડો રહેશે ? ગમે તેટલું બીલ થયું હશે તો હું જાતે ચૂકવીશ પણ નકામા તેને રીબાવી રીબાવી મારશો માં." છેવટે તેણીએ તે બીલ ચૂકવી આપ્યું.

**ખીસા કાતર્યા.**

ધીરે ધીરે સમય પસાર થયો અને માગશર મહીનો આવી પહોંચ્યો. પોતાની સાળીના પુત્રના તે મહીનામાં અમદાવાદ લગ્ન હોવાથી દિવાન સાહેબને તે પ્રસંગ પર સહકુટુંબ જવાનું હતું. પરણનાર છોકરો કિશોરનો ખાસ મિત્ર પણ થતો હતો. કિશોર અને તેના માતુશ્રી લગ્નમાં કારભાર કરવા પંદર દિવસ અગાઉથી ગયા. કિશોરના માસાજી અમદાવાદના બુદ્ધિવાન અને પ્રખ્યાત બૅરિસ્ટર હતા. દેશપરદેશથી પણ ઘણાં માણસો તેમના પુત્રના લગ્ન નિમિત્તે આવવા લાગ્યાં. લગ્નને આગલે દિવસે સાણંદ દરબારના મનેજર સાહબ પણ આવી પહોંચ્યા. રાતના ઉજાગરાને લીધે તે બપોરના ઉઘવાની તૈયારી કરવા લાગ્યા. પોતાના કોટના ગજવામાંના પાકીટમાંથી પચાસ પચાસ રૂપીઆની આઠ નોટો કાઢી તેને બરાબર ગણી અને ફરીથી પાકીટમાં ગોઠવીને કોટના ગજવામાં સાચવીને મૂકી કોટને ઓશિકા નીચે દબાવી તે નિદ્રાવશ થઇ ગયા. મેનેજર સાહેબના નસકોરા

બોલવા લાગ્યા. કિશોરે ચોતરફ જોવા માંડયું પણ બીજું કોઇ જણાયું નહિ. તે ધીરે ધીરે મેનેજર સાહેબ તરફ જવા લાગ્યો, અને તે ભરઉંઘમાં છે કે ખાલી આંખ મીચી સુઇ રહ્યા છે એની તપાસ કરવા માંડી. તેણે જમીનપર પાણી છાંટયું પરન્તુ તેના અવાજથી મેનેજર સાહેબે આંખ ઉઘાડી નહીં. તેણે મિણબત્તી ચેતાવી તેમની આંખ આગળ ધરી પણ તેના પ્રકાશથી પણ તે જાગ્યા નહિ. પોતાના હાથવડે ઓશિકું ઉંચું કરે ત્યાર પહેલાં છેટેથી તેમની જાડી અને લાંબી લાકડી વડે ઓશિકું ઉંચું કર્યું છતાં પણ મેનેજર સાહેબની સ્થિતિમાં કાંઇપણ ફેરફાર થયો નહીં. હજી નસ્કોરાનો સ્વર ચાલુજ હતો. છેવટે કિશોરને ખાત્રી થઇ કે મેનેજર સાહેબ ભરનિદ્રામાં મગ્ન થયા હતા. કાંઇ પણ અવાજ કર્યા વિના મેનેજર સાહેબનું મસ્તક અને ઓશિકું ઉચું કરી કોટના ગજવામાં મુકેલા પાકીટમાંથી પેલી આઠ નોટો બ્હાર કાઢી સર્વ જેમ હતું તેમ બરાબર ગોઠવી કિશોર બારોબાર શિવલાલ પંચાલની દુકાન તરફ પલાયન થઈ ગયો, અને પોતાની માતુશ્રી માટે પચાસ રૂપીઆની સુંદર નકશીવાળી ચાંદીની પાનની પેટી ખરીદ કરી, અને પછી નાસ્તો—પાણી કરવા લક્ષ્મિ વિલાસ હૉટેલમાં પ્રવેશ કર્યો. આશરે અધા કલાક પછી મેનેજર સાહેબ બેઠા થયા. ઓશિકા નીચેથી કોટ લઇ પાકીટમાંથી નોટ કાઢવા જાય છે તો ફક્ત બે પૈસાવાળી એક ટીકીટ અને ફક્ત એક પૈસા સિવાય પાકીટમાંથી કાંઇ હાથમાં આવ્યું નહીં. તે તો દંગજ થઇ ગયા. ધોળે દિવસે પોતાનાજ માથા નીચેથી નોટો ચોરાય એ જોઇ એ તો ભયભીત થયા. આ વાત ઉઘાડી પડે તો પોતાનીજ મૂર્ખાઇ આગળ આવે એમ સમજી મેનેજર સાહેબે અન્યતરને એ સંબંધી કહેવાનું માંડી વાળ્યું બૅરિસ્ટર સાહેબના પુત્રના લગ્ન પ્રસંગે કોઇ ચાલાક ઠગ પણ આવ્યો છે એવું એમણે અનુમાન કર્યું. આમતેમ તપાસ કરતાં પોતાનીજ જાડી અને લાંબી લાકડી તેમજ મિણબત્તી સિવાય કાંઈ નજરે પડયું નહિ. વિચાર કરતાં કરતાં એમને યાદ આવ્યું કે પોતે સુવાની તૈયારી કરતા હતા તે સમયે એ હૉલમાં એક જુવાન સિવાય બીજું કોઇ હતું નહિ. પણ તેનો પ્હેરવેશ અને મ્હોડાની સુરત નિહાળતાં એ કોઇ સુશિક્ષિત અને ઉચ્ચ કુળનો હોવો જોઇએ અને તે આવું કૃત્ય કરે નહીં એવું એમણે અનુમાન કર્યું. ગમે તે પ્રકારે પેલા જુવાનને શોધી કાઢવો એવો તેમણે નિશ્ચય કર્યો. ખાડીઆમાં ઉતરતા પરદેશીઓને લક્ષ્મિ-વિલાસ સિવાય બીજી હૉટલનો અનુભવ બહુ થોડો હતો. મનેજર સાહબ પોતાની ઓટીમાંથી આશરે આઠેક આના બ્હાર કાઢયા અને ચાહ પીવા લક્ષ્મિવિલાસ હૉટેલ તરફ પ્રયાણ કર્યું.

પકડાઈ ગયા.

જે ઘડીયે હૉટેલના માલીક સાથે બીજી પચાસ રૂપિઆની નોટ વટાવવાની ભાંજગડમાં કિશોર હતો તેજ ઘડીયે મેનેજર સાહેબ હૉટેલમાં દાખલ થયા. તે જુવાનપર શક લાવતાં પહેલાં પોતે એની વાત પરોક્ષપણે સાંભળવા લાગ્યા. પેલી નોટની પાછળ સાણંદ સ્ટેટનો સિક્કો જોયો. છેવટે એમને ખાત્રી થઇ કે એજ જુવાન ઠગ છે. નોટ વટાવી જેવો કિશોર હૉટેલમાંથી બ્હાર નીકળવા જાય છે કે તરતજ વધારે પુછપરછ કર્યા વિના મેનેજર સાહેબે એનો હાથ પકડયો, અને બોલ્યા, " ઓ સાહુકાર, કોની નોટ વટાવે છે ?" " મહારીજ તો." કિશોરે જવાબ આપ્યો. કિશોરને ખબર નહતી કે મેનેજર સાહેબે 'સાહુકાર' શબ્દ અજાણતામાંજ ઉચ્ચાર્યો હતો. તે બોલ્યો, " શેઠજી, આપ મ્હારૂં નામ ક્યારથી અને કેવી રીતે જાણો ? આપના દર્શનથી મ્હને ઘણો લાભ થયો. ચાલો કાંઇ નાસ્તો પાણી લેશો ?" મેનેજર સાહેબ તો એના જવાબથી સ્તબ્ધજ થઈ ગયા, અને મનમાં બબડયા, "કોના બાપની દીવાળી ?' મેનેજર સાહેબ પણ સાણંદના ઠગ સાથે કામ લીધું હતું એટલે કિશોરના સવાલના જવાબમાં પછાત પડે એમ નહતા. તે બોલ્યા, " જ્યારથી ત્હેં બેરિસ્ટર સાહેબના હોલમાં મ્હારા કોટમાંથી આઠ નોટોની સાહુકારી કરી ત્યારથી !" આ વાકય સાંભળી હૉટલમાં આજુબાજુ બેઠેલા પુરુષો તેમજ હૉટેલના નોકર ચાકરો વિસ્મય પામ્યા અને કિશોરના તો જાણે રામજ રમી ગયા ! અમદાવાદમાં મેનેજર સાહેબની શાખ સારી હતી અને તેમને ઘણાખરાં ઓળખતાં પણ હતાં. તેજ ઘડીએ માણેકચોકની ગેટપર કિશોરને લઈ જઇ પોલીસને સ્વાધીન કરવામાં આવ્યો.

પછી મેનેજર સાહેબ જાનીવાસ આવ્યા. સ્ત્રીપુરુષના ટોળા વચ્ચે તેમણે બપોરના બનેલા બનાવની વાત સર્વ કોઇ સાંભળે એ પ્રમાણે વિસ્તારપૂર્વક હાસ્યરસ સાથે કહેવા માંડી. તે દરમ્યાનમાં " જ્યારે મ્હેં એને સાહુકાર "—આટલા શબ્દો પૂરા બોલે ત્યાર પહેલાં તો સ્ત્રીમંડળમાંથી કોઈનો કરુણ સ્વર ધીરે ધીરે વધી મેનેજર સાહેબના ઉપલા શબ્દોને દેશનિકાલ કરતો હોય એમ જણાયું. સર્વેનો હાસ્યરસ મંદ પડયો. " ઓ......મ્હા......રા......કીશો......રરે......" ના ઉદ્દગારો ઉચ્ચારી દિવાન સાહેબનાં ધર્મપત્ની ચોધાર અશ્રુ સાથે કલ્પાંત કરવા લાગ્યાં. અને પોતાના લાડકવાયા પુત્રને તેના પિતાશ્રીના આગમન પ્હેલાં ગમે તે પ્રકારે મુક્ત કરાવી ઘેર લાવવા મેનેજર સાહેબને કાલાવાલા કર્યા. મેનેજરને સ્વપ્ને પણ ખ્યાલ ન હતો કે ખરેબપોરે પોતાની નોટોની સાહુકારી કરનાર યુવક ધરમ-

આ સંબંધમાં કારખાનામાં કામ કરતી સ્ત્રીઓનો પણ વિચાર કરવો ઘટે છે. દેશને મન તો બાળક માત્ર સરખું જ ગણાવું જોઇયે. મીલ-માલિક કે મીલમજુર ગમે તેનું બાળક હોય તેને ખીલવાનો અને જીવવાનો સરખો જ અવકાશ હોવો જોઇયે. પણ જો છેક સુવાવડના દિવસ સુધી માતા મજુરી કરતી હોય તો બાળકનું શું ? માતા અને બાળક બંનેની તંદુરસ્તીને તેથી નુકશાન થવા સંભવ રહે છે. માટે કારખાનાવાળાઓને માથે એવી ફરજ રહેવી જોઇયે કે સુવાવડ પહેલાં અને પછી અમુક વખત સુધી સ્ત્રીમજુરોને ચાલુ પગારે રજા મળી શકે.

આ ઉપરાંત જે સ્ત્રીમજુરોને નાનાં અને ધાવણાં બાળક હોય, તેમને માટે કારખાનાની નજદીકમાં જ બાળગૃહો રાખવાની ફરજ દરેક કારખાનાને માથે રાખવી જોઇયે. આ બાળગૃહમાં એક બાઈ—બને તો કેળવાયલી દાઈ, ઉપરી તરીકે રાખવી જોઇયે. તેની દેખરેખ નીચે આ બાળકો રમે. તેમજ ધાવણા બાળકોને ધવડાવવા માટે સ્ત્રીમજુરણોને અમુક વખતે છુટી કરવી જોઇયે. આવાં બાળગૃહો કોઇ કોઇ મીલોએ સ્વેચ્છાએ દાખલ કર્યાં છે, તેમને ધન્યવાદ ઘટે છે. પરંતુ તે ફરજીયાત થવાં જોઇયે. અને તેવાં ગૃહોની સંભાળ માટે લાગણીવાળી બાઇઓને તૈયાર કરવી જોઇયે.

બાળઉછેરનું જ્ઞાન સ્ત્રીઓમાં વધારે ફેલાય તે માટે પ્રયત્ન કરવા જોઇયે. વાંચતાં આવડે તેવી બાઇઓ તો પુસ્તકો, પત્રિકાઓ વગેરે વાંચીને તે જ્ઞાન મેળવે; પણ વાંચી ના શકે તેવી સ્ત્રીઓને આ જ્ઞાન શી રીતે આપવું ? હમણાં હમણાં બાળસપ્તાહની યોજના થઇ છે તે સારી છે; પરંતુ તેમાંયે કૃત્રિમતા બહુ છે. ખરૂં કામ કરવાની હોંશ હોય તેના કરતાં ઉપરીઓની નજરે આવવાની હોંશ વધારે દેખાય છે. છતાંયે આ સંસ્થા સારી છે. તેનો પ્રચાર ગામડાઓમાં પણ થવો જોઇયે. મેજીકલેન્ટર્નની મદદથી આ વિષયો ઉપર ગામડે ગામડે ભાષણો થવાં જોઇયે. મહેતાજીઓ અને ડીપોટી સાહેબો આ સંબંધમાં ધારે તો ઘણું કરી શકે. મોટી કોમો પણ પોતાની કોમમાં આ કાર્ય સફળતાથી કરી શકે.

મોટાં શહેરોમાં બાળકોને રમવા માટે ચોગાન પણ નથી. કદાચ મોટે રસ્તે નીકળે તો ગાડીઘોડા કે મોટર નીચે આવી જવાનું જોખમ રહે છે. બિચારાં બાળકો, આખો દિવસ ઘરમાં કે સાંકડી નાની જગાઓમાં રમે છે. તેમને ચોખ્ખી હવા મળતી નથી. તેમના સ્નાયુના વિકાસ માટે જરૂરી કસરત તેઓ કરી શકતા નથી. અને તેમનાં મન જોઇયે

તેટલાં પ્રફુલ્લ રહેતાં નથી. માટે દરેક મોટાં શહેરોમાં બાળકો માટે રમત-ગમતનાં મેદાન ખાસ રાખવાં જોઇયે. અમદાવાદ, સુરત અને મુંબાઇની મ્યુનિસિપાલીટીઓ અત્યારે દેશહીતેચ્છુઓના હાથમાં છે. તેઓ આ બાબતમાં પહેલ કરે તો અન્ય સ્થળે તેનું અનુકરણ થાય. આ મેદાનોમાં છોકરાંને નિયમિત રમતો શીખવવાનું, અખાડાના દાવ બતાવવાનું તેમજ રમાડવાનું કામ ઉત્સાહી યુવકો માથે લે તો વળી તેનાં ફળ બહુજ સરસ આવે. રમતમાં શુદ્ધ વાતાવરણ જળવાય, અને તન અને મન બંનેની ખીલવણી થાય.

પણ અત્યારે બાળકોનાં મન કેમ ખીલે છે તેની કોઇ દરકાર કરે છે ? તેઓના મન ઉપર કેટલો બોજો લધાય છે તે કોઇ જાણે છે ? છેક નાનાં બાળકોની કેળવણી હમણાં તો ઘરમાં જ ચાલે છે. પરંતુ તે કેવી રીતે ? માતા અજાન વળી તેને માથે કામનો વધો બોજો અને ઘણુંખરૂં માંદલી. આવી માતા બાળકને કેમ કેળવે ? તે ચીઢીયા કરે, બાળકને મારે, અથવા તો સમુળગો રખડતો જ મૂકી દે. પરિણામે બાળકના મનની ખીલવણી અધુરી અને ખામીવાળી થાય. બાલોદ્યાનશાળાઓ—જ્યાં બાળકોનાં મન તેમને લેસનો આપીને નહીં, પણ તેમની પ્રકૃતિનો અભ્યાસ કરીને, નૈસર્ગિક રીતે ખીલવી શકાય, તેવી શાળાઓની હજી આપણે ત્યાં શરૂઆત જ નથી થઇ એમ કહીયે તો ચાલે. આ શાળાઓમાં ત્રણ વર્ષની ઉમરનું બાળક જઇ શકે. મુંબાઇમાં ગુજરાતી બાળકો માટે આવી એક પણ શાળા નથી. જે શહેરમાં ચાર લાખ ઉપરાંત ગુજરાતીઓ વસતા હશે, જે શહેરમાં ગુજરાતીઓ ધનવાન છે, તે શહેરમાં આવી દશા છે તો અન્ય શહેરોનું શું પુછવું ! ગુજરાતીઓની આ કેવી મોટી બેદરકારી ? આવી બાળશાળાઓના પ્રયોગ દૂર ખૂણે પડેલા ભાવનગરમાં દક્ષિણામૂર્તિ વિદ્યાર્થીભૂવનમાં થાય, અને આખો ગુજરાત, કરોડ ગુજરાતીઓનો ગુજરાત, તે બાબતમાં છાનો બેશી રહે ! ! આશા છે કે આ સંબંધી ગુજરાતીઓ કાંઇક વિચાર કરશે.

પ્રાથમિક શાળાઓ માટે તો આપણે મ્યુનિસિપાલીટી અને સરકાર ઉપર આધાર રાખવાનો છે. ફરજીયાત પ્રાથમિકશિક્ષણ થશે એમ આશા રાખી શકાય છે. પણ તે છોકરા અને છોકરીઓ બંને માટે ફરજીયાત થવું જોઇયે. નહી તો મોટી ભૂલ થશે. પરંતુ બાળકોની માનસિક ખીલવણી માટે એકલી આવી નિશાળો જ બસ નથી. શાળાના ફરજીયાત વાંચનથી

તેને સંતોષ નથી વળતો. તેને વધુ વાંચવાની—વધુ જાણવાની ઇચ્છા હોય છે. તે સંતોષવી તે આપણું કામ છે. આ માટે બાળપુસ્તકાલય હોવાં જોઇયે. વડોદરામાં મુખ્ય પુસ્તકાલયમાં બાળવિભાગ છે. કેટલાંયે વર્ષોથી છે; પણ તેનું અનુકરણ બીજે કોઈ ઠેકાણે થયું જાણવામાં નથી. બાળ-પુસ્તકાલયમાં બાળકો માટે વાંચનસામગ્રી તથા બુદ્ધિબળપોષક રમતો હોય. ત્યાં પણ કોઇની દેખરેખ નીચે જ બાળકો વાંચે અને રમે. આવાં પુસ્તકાલય અમેરિકામાં ઘણાં જ ખીલેલાં છે. ગુજરાતીઓએ પોતાનાં બાળકો માટે તે હવે ઉતાવળે ખીલવવાં જોઇયે.

આ ઉપરાંત દેશની ગરીબાઇને લીધે ઘણાંયે બાળકો ખોરાકમાં ઉણા રહે છે. અરે નિશાળે ભણતાં બાળકોને પણ જોઇયે તેટલું પોષણ નથી મળતું. નિશાળોના સમય કફોડા છે. સામટા છ કલાક સુધી તેઓ ભૂખે પેટે રહે. તેથી તેમની તબિયતને નુકશાન થાય જ. માટે બપોરની રજામાં શુદ્ધ ખોરાક તેમને પૂરો પાડવાની ગોઠવણ થાય તો બહુ જ લાભ થાય.

નિશાળોની નજદીકમાં કેવો ખોરાક વેચાય છે, તે જોવાની વાલી કે શિક્ષક દરકાર કરે છે? આરોગ્યને હાનિકારક ખોરાક—વાશી ખોરાક—ગંધાતા તેલનો ખોરાક—ગંદો ખોરાક—માખીઓના બણબણાટવાળો ખોરાક નિશાળની પાસે વેચાય, અને બાળકો તે લે, એ કેટલું શોકજનક છે? આ સંબંધમાં શાળાઓના વ્યવસ્થાપકો, તેમ જ મ્યુનિસિપાલીઓ તરફથી યોગ્ય બંદોબસ્ત થવાની ઘણી જ જરૂર છે.

નિશાળોમાં કેટલેક સ્થળે આંખોની અને દાંતની દાક્તરી તપાસ થાય છે તે સંતોષકારક છે. પરંતુ આવી તપાસ દરેક શાળામાં થાય તેવી ગોઠવણ થવી જોઇયે. બૉયસ્કાઉટ અને ગર્લગાઇડની હીલચાલોમાં પણ ગુજરાત વધારે રસ લે તે હર્ષાવા લાયક છે.

બાળકનાં તન અને મનની ખીલવણી માટે જેટલા પ્રયત્ન કરીયે તેટલા ઓછા છે. આપણે બાળકો પ્રત્યે બેદરકારીનાં જે પાપ કરીયે છીયે તેની કેવળ રેખા જ અમે બતાવી છે. તે ઉપર સમાજે ધ્યાન આપવું જોઇયે.

ઘણીયે અજ્ઞાન માતાઓ લાડકવાયા બાળકોને અતિ લાડથી નુકશાન કરે છે. તેવી જ રીતે ગુર્જરપ્રજા બેદરકારીથી બાળકોનો નાશ થવા દે છે. અતિ લાડ કે બેદરકારી, બંનેનાં પરિણામ એક સરખાં જ છે. માટે જાગો અને બાળકો પ્રત્યેની બેદરકારી દૂર કરો. સૌ સાથે થઇને બોલોઃ

**"ઘણું જીવો અમારા બાળારાજા."**



# ઇચ્છનકુમારી.

આ પતિપરાયણ વીર સ્ત્રી ગુજરાતની ઉત્તરે આવેલા આબુના રાજા જયતસિંહ પરમારની પુત્રી હતી. તે બાળપણથી જ બહુ સુંદર, ચતુર અને સુશીલ હતી. હિંદ તે કાળે સ્વતંત્ર દેશ હતો. જોકે તેની સ્વતંત્રતામાં ડખલ કરવા પડોશના પઠાણ રાજ્યના હુમલા ચાલુ હતા; છતાં વીરતાની સામે તેને પાછા હઠાવી દેશ પોતાની એક સરખી સ્વાધીનતા સાચવી રહેલ હતો. આના પરિણામે દેશમાં હાલ પ્રચલિત બાળલગ્નની પ્રથા ન હતી. વળી કન્યાને પોતાની પસંદગી પ્રમાણે વર વરવાની છૂટ હતી. માબાપ કન્યાની ઇચ્છા જાણ્યા પછીજ તેના લગ્નની પેરવી કરતાં હતાં. આથી એક વખત જયતસિંહ પરમારે પુત્રીનાં વધતાં જતાં રૂપ, ગુણ અને ચાતુરી નિહાળી વાતવાતમાં હસતા હસતાં પૂછ્યું કે, “ બેન ! તું મોટી થઇને કોની સાથે લગ્ન કરવા ચાહે છે ? ” ઇચ્છનકુમારી આ સમયે કન્યા હતી, તેની ઉમર લગ્નને યોગ્ય થયેલી ન હતી. તેથી તરત જ તે બાલોચિત નિર્દોષ અને સરલ ભાવે બોલી ઉઠી કે, “ અજમેરના રાજકુમાર પૃથુરાજની સાથે. ”

આ સમયે હિંદુસ્તાનમાં અજમેર, દિલ્હી, કનોજ અને ગુજરાત એ ચાર મોટાં સ્વતંત્ર રાજ્ય હતાં. અજમેરમાં સોમેશ્વર ચોહાણ, દિલ્હીમાં તેનોજ પુત્ર પૃથુરાજ, કનોજમાં જયચંદ્ર રાઠોડ અને ગુજરાતમાં ભોળો ભીમદેવ રાજ્ય કરતા હતા. દિલ્હી અને અજમેરનું રાજ્ય એકબીજા સાથે જોડાયા પછી દિલ્હીના રાજ્યની હદ ઘણીજ વિસ્તાર વાળી બની હતી. વળી તેની રાજગાદિ શોભાવનાર પૃથુરાજ ચોહાણ બળ, વીર્ય અને પરાક્રમમાં એક્કો હોઇ સમસ્ત ભારતમાં તેની જોડી મળી આવવી મુશ્કેલ હતી. આ કારણથી પૃથુરાજની વીરતાની વાતો ઘેરેઘેર ગવાતી હતી. ઇચ્છનકુમારીના સાંભળવામાં પણ તેના પરાક્રમની અનેક વાતો આવી હતી. આથી સ્વાભાવિક રીતે જ તેનુ મન બાળપણથી પૃથુરાજમાં રમી રહેલું હતું. પોતાના પિતાના પ્રશ્નના ઉત્તરમાં તેના મુખમાંથી પૃથુરાજનું નામ કશા પણ વિચાર વગર જે નીકળી ગયું હતું તેનું કારણ પણ પૃથુરાજ વિષે તેના મનમાંનો આદર અને પ્રેમ એજ મુખ્ય હતું.

પુત્રીના મુખમાંથી પૃથુરાજનું નામ સાંભળતાં જ જયતસિંહ વિચાર-માં પડી ગયો. ક્યાં આબુના નાનકડા પ્રદેશનો ઠાકોર અને ક્યાં દિલ્હી-પતિ મહા પ્રતાપશાળી પૃથુરાજ! એ વિચારે તેનું મસ્તક ફરી જવા લાગ્યું: પણ પોતાના મનનો અસલ ભાવ છુપાવતાં તેણે હસીને સવાલ કર્યો કે, "ઠીક. પણ કદાચ પૃથુરાજ લગ્ન કરવાનો અસ્વીકાર કરશે તો?" ઇચ્છનકુમારી તરત જ બોલી ઉઠી: "પિતાજી! આપની એ શંકા નિરર્થક છે. શું ખરેખરો ક્ષત્રિયજનનો કોઇ કોઇપણ રાજકુમારીના પ્રાર્થનાનો અસ્વીકાર કરે એ સંભવિત છે? અને છતાંયે કદાચ એમ બનશે તો હું જીવતા સુધી કુમારી જ રહીશ."

પુત્રીના મનનો આવો અડગ નિશ્ચય અને તે સાથે તેની ચતુરાઇ જોઇ બને તેટલો વહેલો એ સંબંધ જોડી દેવા તે તત્પર થયો. તેણે તરત જ પોતાના એક ભાટને નાળિએર સાથે પૃથુરાજ પાસે મોકલ્યો. પૃથુરાજે તેનો સ્વીકાર કર્યો અને લગ્ન હાલ તરત નહિ કરતાં કુંવરી ઉંમર લાયક થયા પછી કરવાં એમ ઠરાવી ભાટ પાછો કર્યો.

એક તરફથી ઇચ્છનકુમારીનો સંબંધ પૃથુરાજથી નક્કી થયો ત્યાં બીજી તરફથી તેનાં રૂપ, ગુણ અને ચાતુરીની વાતો ગુજરાતના રાજા ભોળા ભીમદેવના કાને પડી. આબુનું રાજ્ય એ વખતે ભીમદેવના તાબે હતું. તેથી તરત જ તેણે પોતાના એક ભાટને ઇચ્છનકુમારી વિષેની સઘળી માહિતી મેળવી લાવવા માટે આબુ મોકલ્યો. ભાટે આવી ઇચ્છન-કુમારીના સ્વરૂપનું વર્ણન કરતાં જણાવ્યું કે, "મહારાજ, એ એવી તો રૂપવતી સુંદરી છે, કે તેના મુખની કાન્તિ આગળ ચંદ્રની કાન્તિ પણ નિસ્તેજ દિસે છે. એનાં નેત્રો નિહાળી કમળ પણ પોતાની પાંખડીઓ બીડી દે છે. એના જેવી સુન્દર કન્યા જગતમાં ભાગ્યેજ બીજી હોવી સંભવે છે. વધારે શું વર્ણવું? એ સર્વથા આપની પટરાણી બનવાને યોગ્ય છે."

ભીમદેવ ભાટને મુખે ઇચ્છનકુમારીના સ્વરૂપનું વર્ણન સાંભળી બહુ જ પ્રસન્ન થયો. હરકોઇ પ્રયત્ને તેને પોતાની પટરાણી બનાવવાને તેણે ઇચ્છયું. તરત જ તેણે પોતાના પ્રધાન અમરસિંહને આબુના રાજા પાસે તેની કુંવરીનું માગું કરવાને મોકલ્યો. અમરસિંહનો જયતસિંહ પરમારે યોગ્ય આદર સત્કાર કર્યો અને આવવાનું કારણ પૂછ્યું. અમરસિંહે જણાવ્યું કે, "ગુર્જરપતિ મહારાજા ભીમદેવ આપની કન્યા ઇચ્છનકુમારી-ને પોતાની પટરાણી બનાવવા ચાહે છે. આ કારણથી તેમણે મને આપની

કન્યાનું માગું કરવાને મોકલ્યો છે. હું આશા રાખું છું કે આપ મહા-
રાજાની એ માગણીનો બહુજ આદર અને ખુશી સાથે સ્વીકાર કરશો."

અમરસિંહની વાત સાંભળી જયતસિંહે કહ્યું: "ગુજરાતના મહારાજા-
ની સાથે મારી કન્યાનો સંબંધ જોડવામાં મારા કુટુંબનું માન અને ગૌરવ
વધે તેમ છે; પરંતુ એ બાબતમાં હવે હું કેવળજ નિરૂપાય છું. કારણ
તેનો સબંધ કુંવરીની પોતાની ઇચ્છાથીજ દિલ્હીપતિ પૃથુરાજની સાથે
જોડી દેવામાં આવ્યો છે. બનવાનું બની ગયું છે અને બોલ્યું અબોલ્યું તો
થઈજ શી રીતે શકે?" અમરસિંહે જણાવ્યું કે, "આપનું કહેવું યથાર્થ
છે; છતાં આપ ધારો છો તેટલું તે અશકય નથી. આપે માત્ર સગપણ જ
જોડયું છે. લગ્ન થવાં હજી બાકી છે. કુંવરી અણસમજુ ને હજીએ બાળક
છે, બનાવવું હોય તો બની શકે એમ છે. તમે જાણો છો તેમ ગુજરાતના
રાજ્ય સાથે તમારૂં રાજ્ય જોડાયેલું છે. ભીમદેવ આપણા મહારાજા છે,
તો સંબંધમાં સબંધ જોડી સંબંધને વધારે ગાઢ કરવામાં જ હિત રહેલું
છે. પૃથુરાજ સાથેનો સબંધ તોડવામાં તમને ભાગ્યેજ હાનિ હોય; પણ
ભીમદેવ સાથે વિરોધ કરવામાં તમને નુકસાન પહોંચે એ સ્પષ્ટજ છે. આપ
વિચાર કરી જુઓ અને લાભને માર્ગે વળો એવી મારી ખાસ ભલામણ છે."

અમરસિંહે રજુ કરેલા લાભાલાભના પ્રશ્નનો ઉકેલ આણતાં જયત-
સિંહે જણાવ્યું કે, "રજપૂત બચ્ચાને પોતાનું વચન રહે એના જેવો
એક લાભ બીજો ભાગ્યેજ હોઇ શકે. રજપૂત પોતાનું વચન મરણાન્તે
પણ મૂકતા નથી એ વાત જાણીતી હોવા છતાં આપને એ ગાઢ આગ્રહ
કરતા જોઇ મને નવાઇ લાગે છે. ભીમદેવ સાથે વિરોધ કરવાની તો આમાં
વાત જ કયાં છે?" અમરસિંહ ભભકી ઉઠયો: "તો નક્કી માનજો કે આ
નકારનું પરિણામ નક્કી ભારે ભયંકર આવવાનું. ભીમદેવ ચઢી આવ્યા વગર
રહેશે નહિ. ને ચન્દ્રાવતીનો નાશ કરશે. હજારો માણસો રણમાં રોળાશે અને
લોહીની નદીઓ વહેશે." જયતસિંહ ધીર ગંભીર બની કહેવા લાગ્યો,
"મારાથી શું બની શકે એમ છે? તમે જુઓ છો, કે હું નિરૂપાય છું.
હું કેવળ વચન ભંગના કારણેજ તમારી માગણી કબૂલ રાખી શકતો નથી.
આમ હોવા છતાં પણ વિના વિચારે તમે કહો છો તેવું પરિણામ આવ-
વાનું હોય તો અહીંથી જઇને ભીમદેવને જણાવી દેજો, કે એક ઠેકાણે
આપેલી કન્યા બીજે સ્થળે શી રીતે આપી શકાય? રજપૂત બેવચની બની
શકે જ નહિ. તમે ખરી હકીકત તરફ ધ્યાન નહિ આપતાં ગેરસમજથી
વેરભાવ ધારણ કરશો તો હું પણ રજપૂત છું. તલવાર કેમ ચલાવવી એ

હું પણ જાણું છું. હું મારો બચાવ કરવા તત્પર રહીશ, પણ બેવચની તો કદિયે બનીશ નહિ. ચાહે ગમે તેમ થઇ જાય પણ તમારી માગણીના સંબંધમાં મારો એજ જવાબ છે, કે પરમારની કન્યાનું સગપણ એક સ્થળે થઇ ચૂક્યું છે તે કોઈપણ કાળે બીજે નહિ જ થઇ શકે."

અમરસિંહ તરત જ ત્યાંથી ચાલી નીકળી અણહિલપુર પાટણ આવ્યો. ભીમદેવ પોતાની માગણીનો અસ્વીકાર થયેલો જાણી બહુ જ ગુસ્સે થયો. તેણે ન્યાય અન્યાયના વિચારને જતો કરી લડાઇની તૈયારીઓ કરવા માંડી. આબુનું રાજ્ય ઘણુંજ નાનું હતું. ભીમદેવના લશ્કર સામે ટકી શકે એટલું સૈન્ય પણ તેની પાસે ન હતું. તેણે અજમેરના રાજા સોમેશ્વરને સઘળી વાત જણાવી પોતાની મદદે બોલાવ્યો. અજમેરમાં જે સમયે આબુના રાજાનો દૂત આવ્યો તેજ અરસામાં સોમેશ્વરને ખબર મળી કે, શાહબુદ્દીન ઘોરી મોટું લશ્કર લઇને હિંદુસ્તાન ઉપર ચઢી આવે છે. આમ એકી સાથે ભારતના રક્ષણનો અને તે સાથે કુળની આબરૂ સાચવવાનો પ્રશ્ન સોમેશ્વરની સામે ખડો થયો. બહુ વિચારના અંતે અજમેરમાં શાહબુદ્દીન-ની સામે યુદ્ધ કરવાની તૈયારીઓ કરવા આજ્ઞા આપી કુળની લાજ સાચવવા તે જયતસિંહના મદદે ઉપડી ગયો.

પૃથુરાજ આ વખતે દિલ્હીમાં હતો. તેને પિતાની ચંદ્રાવતી તરફ કુચ કરી જવાની ખબર મળી. તે મિત્રોના સંગમાં પરિસ્થિતિને કેમ પહોંચી વળવું તેનો વિચાર કરી રહ્યો હતો એવામાં એક મારવાડી બ્રાહ્મણે આવી પૃથુરાજના હાથમાં પત્ર મૂકયો. પૃથુરાજે તે વાંચી સંભળાવવા ચંદ બારોટને આપ્યો; પણ તેણે "આપ જ વાંચો," એમ કહી પત્ર પાછો આપ્યો. પૃથુરાજે પત્ર વાંચી સર્વને કહ્યું: "મહારાજ સોમેશ્વર જયતસિંહ પરમારની મદદે ચંદ્રાવતી ગયા છે. શાહબુદ્દીન ઘોરી પણ લશ્કર લઇ હિંદ તરફ કુચ કરી રહ્યો છે. પિતાજીએ મને અજમેર રહી લડાઇ માટેની સઘળી તૈયારીઓ કરી રાખવાની આજ્ઞા કરી છે, પરંતુ પરમાર રાજકુંવરી મને રક્ષણને માટે બોલાવે છે. આ પત્ર તેનો જ છે." પત્ર નીચે પ્રમાણે હતો:—

"કમલાવતીના વીર પુત્ર !

ગુજરાતના રાજા ભીમદેવે ચંદ્રાવતી ઉપર ચઢાઇ કરી છે. માર્ગનાં સઘળાં ગામો તેના લશ્કરે ઉજડ કરી મૂકયાં છે. પ્રજા ભયને લીધે જ્યાં ત્યાં નાસભાગ કરી રહી છે. મારા પિતા તેની સાથે યુદ્ધમાં ટકી શકે એમ નથી અને અજમેરથી પણ હજી સુધી કોઈ આવી પહોંચ્યું નથી. હું

શત્રુના હાથમાં જઈ પડું નહિ એટલા માટે મને અચળગઢમાં રાખવામાં આવી છે. જો કે આ પ્રકારનો પત્રવ્યવહાર યોગ્ય લેખાય નહિ તોપણ વખત એટલો તો બારીક થઇ પડયો છે કે લાજ રાખવી પાલવે એમ નથી. હું આપની દાસી છું. આપને મારૂં તનમન અર્પી ચૂકી છું. હું કેવી આપત્તિથી ઘેરાઇ પડી છું તે આપ સમજી શકો એમ છે. આથી આમ જો મારી લાજમાં આપની જ લાજ રહેલી છે એમ જાણતા હો તો પાણી પીવા પણ રોકાશો નહિ. જો આપ વખતસર આવી પહોંચશો નહિ તો સઘળું ધૂળધાણી થઇ જશે.

તમારી પ્રિયા
ઇચ્છિનકુમારી."

પત્રની હકીકત જાણી સઘળા ચિત્રવત્ બની ગયા. થોડી વાર પછી પૃથુરાજે કહ્યું: "વીરનરા! અત્યારે વિચાર કરવાનો વખત નથી. સ્ત્રીની મદદે ન જવું એ અતિ કાયરતાની નિશાની છે. હું ચંદ અને રામરાવને લઇ અચળગઢ જાઉં છું. તમે અજમેર જઇ સઘળો યોગ્ય પ્રબંધ કરો. આપણી પાસે પૂરતું લશ્કર છે. તે શત્રુની સાથે બહુ જ બહાદુરીથી લડી શકશે. કેટલુંક લશ્કર દિલ્હીમાં રાખજો કે તે પંચાળની સરહદ પર શત્રુની સામના કરી શકે. જેટલામાં તમે અજમેર પહોંચશો તેટલામાં જ પ્રભુ ઇચ્છા તો, હું ઇચ્છનને લઇને ત્યાં આવી પહોંચીશ." આમ બોલી પૃથુરાજ પોતાના બે સરદારોને સાથે લઇ ચાલી નીકળ્યો.

સંધ્યાકાળનો સમય હતો. સૂર્યદેવ પોતાનાં લાલપીળાં કીરણોથી આખા આકાશને સુશોભિત કરી રહ્યો હતો. પક્ષીઓનાં ટોળેટોળાં ઈશ્વરની પ્રાર્થનાનાં ગીત ગાતાં ગાતાં પોતપોતાના સ્થાનક પ્રતિ ગતિ કરી રહ્યા હતાં. ખરેખર! એ સમયનો દેખાવ એટલો તો મનરંજન હતો કે ઉદાસમાં ઉદાસ મનુષ્યના હૃદયમાં પણ થોડી વારને માટે આનંદની લહેર આવી જાય. રાજકુમારી ઇચ્છનકુમારી પણ પોતાની અસલ હાલતને વિસરી કિલ્લાપરના મહેલમાંથી પ્રકૃતિની આ સુંદરતા નિહાળવામાં મશગુલ બની ગઇ હતી. જોતજોતાંમાં સૂર્યદેવ અસ્ત પામ્યા અને તરત જ તેના સ્થાને ચંદ્રદેવે પોતનો અધિકાર જમાવી સમસ્ત પ્રદેશને પ્રથમથી પણ અધિક રમણીય બનાવવા દીધો. મેદાન, પહાડ, ઝરણાં આદિ સર્વ સ્થાન અતિ સુંદર દૃષ્ટિગોચર થઇ રહ્યાં હતાં એવામાં આબુના અગ્નિકુંડની તરફથી ત્રણ સવારો કિલ્લાની તરફ આવતા તેની નજરે પડયા.

જોતજોતાંમાં તેઓ સીધા કિલ્લાના દરવાજા આગળ આવી પહોંચ્યા. આ ત્રણ સવારો તે ઇચ્છનકુમારીની મદદે ધાઈ આવનાર પૃથુરાજ, ચંદ અને રામરાવ જ હતા. તેઓ ઘોડાપરથી ઉતર્યા અને અનેક દાસ-દાસીઓ તેમની આસપાસ ખડાં થઇગયાં. ઇચ્છનકુમારીને માટે આ પહેલો જ પ્રસંગ હતો કે તેણે તેના પ્રાણાધાર પતિનાં દર્શન કર્યાં.

પૃથુરાજે દાસીઓને જે પહેલો પ્રશ્ન કર્યો તે એ હતો, કે "તમારી બાઇ કયાં છે?" દાસીઓએ નમ્ર ભાવે ઉત્તર આપતાં જણાવ્યું કે "તે અત્યારે ઉપર બેઠાં છે. આપ પધારો."

રાજકુમારીએ રાજકુમારને ઉપરની બાજુ આવતાં જોયાં કે તરત જ તે નીચે ઉતરી આવી અને દાસીઓને ન્હાવાનું પાણી લાવવાની આજ્ઞા કરી. દાસીઓએ તરત જ પાણી લાવી હાજર કર્યું. ત્રણે મિત્રોએ સ્નાન કર્યા બાદ ભોજન કર્યું. પછી દાસીઓ પૃથુરાજને પોતાની બાઇ પાસે લઇ આવી. પતિ મિલનનો આ પહેલો જ પ્રસંગ હતો. ઇચ્છનકુમારી લાજની મારી ચુપચાપ બેસી રહી. દાસીઓએ તેને બોલાવવા અનેક તદબીર રચી; પરંતુ તેની જીભ ન ઉપડી તે ન જ ઉપડી. ઇચ્છનની આ સ્થિતિ નિહાળી દાસીઓ ત્યાંથી ચાલી નીકળી. પછી એકલા પડતાં પૃથુરાજે વાતની શરૂઆત કરતાં કહ્યું, કે "તમારો પત્ર પહોંચ્યો કે તરત જ હું ત્યાંથી ચાલી નીકળ્યો છું." હવે બોલ્યા સિવાય કોઇપણ રીતે ચાલી શકે એમ છે જ નહિ એમ જાણતાં ઇચ્છને મૃદુ સ્વરે જણાવ્યું કે, "આપે બહુ જ મોટી દયા કરી. આપને માર્ગમાં મારા કારણે બહુ જ મુશ્કેલી વેઠવી પડી હશે." રાજકુમારે સહજ હસીને કહ્યું: "પણ, તમને જોઇને મારો સઘળો થાક ઉતરી ગયો છે." આ પછી બંનેની વિવિધ પ્રકારની વાતોમાં રાતનો ઘણો સમય ચાલ્યો ગયો. પ્રાતઃકાળ થતા પહેલાંજ ઇચ્છનકુમારી પોતાની બે સખીઓ સહિત ઘોડા ઉપર સવાર થઇ ગઈ. ત્રણે ક્ષત્રિય વીરો પણ પોતપોતાના ઘોડાપર ચઢી ગયા. આ પ્રમાણે છ જણ ઘોડે સવાર થઇ અજમેર તરફ કુચ કરી ગયાં. ત્યાં પહોંચતાં જ ઇચ્છનકુમારીને સખીઓ સાથે મહેલમાં રાખવામાં આવી.

હવે જે સમયે પૃથુરાજ અચળગઢમાં ઇચ્છનની સાથે વાત કરી રહ્યો હતો તેજ વખતે ભીમદેવે ચંદ્રાવતીપર હુમલો કર્યો હતો. બંને પક્ષ વચ્ચે મહાન્ ભયંકર યુદ્ધ મચી ગયું. પરમાર બહુજ બળવાન અને વીર યોદ્ધો હતો. તેની વીરતાની પ્રશંસા કરતાં એક કવિએ કહેલું છે કે:—

ધ્રુવ ચળે મેરૂ ડગે, ઔર શૈલ ગિરનાર;
રણુ પીછે કાહે ફીરે, શૂરવીર પરમાર."

આવો આ વીર પરમાર રણમાં સિંહની જેમ ઘૂમી રહ્યો હતો. સોમેશ્વરે પણ પોતાના લશ્કર સહિત રણમાં ઝુકાવ્યું હતું. અંતમાં સોમેશ્વર મરાયો, પરમારની હાર થઇ અને ઇચ્છનકુંવરીનો પત્તો નહિ લાગતાં ભીમદેવ આવ્યો હતો તેમ કમળનાં બી રોપી પોતાની રાજધાની તરફ પાછો ગયો.

બીજી તરફથી પૃથુરાજ ઇચ્છનને લઈ અજમેર આવ્યો તે પછી થોડા જ વખતમાં શાહબુદ્દીનની સાથે ઘોર સંગ્રામ થયો. તેમાં પૃથુરાજની જીત થઇ અને હાથમાં આવેલા શત્રુને ઉદારતાથી જતો કર્યો.

આ સાથે સોમેશ્વરના મૃત્યુના સમાચાર આવી પહોંચ્યા. તરતજ પૃથુરાજનો રાજ્યાભિષેક કરવામાં આવ્યો અને સાથે સાથે ઇચ્છનકુમારી સાથે તેનું લગ્ન પણ કરી દેવામાં આવ્યું. આ પછી તે મોટું લશ્કર લઈ બાપનું વેર લેવા ભીમદેવ ઉપર ચઢી ગયો. રણસંગ્રામમાં ભીમદેવને હરાવી તે અજમેર આવ્યો.

આ પ્રમાણે સર્વ તરફથી જય પામી પૃથુરાજે રાજકાજમાં ચિત્ત લગાવ્યું. ઇચ્છનકુમારી બહુજ ચતુર અને કુશળ હતી. તે રાજકાજને બહુ સારી રીતે સમજી શકતી હતી. પૃથુરાજ તેની વખતોવખત સંમતિ લેતો હતો. ઇચ્છનકુમારીમાં જે એક ભારે ગુણ હતો તે એ કે તે રાજ્યના સઘળા ઉચ્ચ નીચથી વાકેફ રહેતી. તે રાજ્યની અંદર બનતા સઘળા બનાવોથી જાણીતી રહેતી હતી.

થોડા સમય પછી પૃથુરાજે દિલ્હીને પોતાની રાજધાની બનાવી. એ વખતે ભરતખંડમાં એનાથી અધિક બળવાન એવો કોઇ જ બીજો રાજા ન હતો. શાહબુદ્દીન હિંદુસ્તાન જીતવાને ઇચ્છતો હતો; પણ તેની મુરાદ પાર પાડવાની તેને તક જ મળતી ન હતી. તે કેટલીએ વાર હાર્યો પણ ધીરજથી સમયની રાહ જોઇ રહ્યો હતો. વારંવારની જીતથી પૃથુરાજ પોતાના બળપર ઘણોજ મુસ્તાક બની ગયો હતો. ભીમદેવની સાથેનું વેર ચાલુ હતું. બીજી તરફથી કનોજના રાજા જયચંદ રાઠોડની સાથે પણ તેની પુત્રી સંયોગતાને સ્વયંવરમાંથી હરી જવાના કારણે મહાન્ શત્રુતા બંધાઈ હતી. આમ હિંદના સઘળા સ્વતંત્ર રાજ્યોમાં કુસંપ વ્યાપી રહ્યો હતો. તેઓ એક બીજાને પ્રસંગ આવે મદદ કરે એવું રહ્યું નહતું. આ

તકનો લાભ લઈ ઇ. સ. ૧૧૯૩ માં શાહબુદ્દીનઘોરી દિલ્હીપર ચઢી આવ્યો. શરૂઆતની લઢાઇમાં તે રજપૂતોથી હારી પાછો ગયો. આથી રજપૂતોએ ધાર્યું કે હવે તે આપણી સામે આવવાની હિંમત ધરી શકશે નહિ. આવી ધારણાથી રજપૂત સૈન્ય વિજયના આનંદમાં મશગુલ બની ગયું. રજપૂતોની આ ગાફેલીયતનો લાભ લેવાને વિજયસિંહ નામનો એક સરદાર કે જે ફુટીને શાહબુદ્દીનને મળી ગયો હતો તેણે શાહબુદ્દીનને ફરી લડવાને તૈયાર કર્યો. એકદમ મુસલમાનો રજપુત સૈન્યપર તૂટી પડયા. અસ્તવ્યસ્ત દશાને કારણે અનેકવાર રજપૂતો ઘવાઇ રણમાં પડયા. અંદરોઅંદરના કુસંપના કારણે હિંદના નસીબે પરાધીનતા લખાઇ ચૂકી હતી તેને કોણ મિથ્યા કરી શકે ? પૃથુરાજ બહાદુરીથી લડયો પણ રણમા પડયો અને તેને બેભાન અવસ્થામાં કેદ કરી લેવામાં આવ્યો. હિંદની સ્વતંત્રતાનો સૂર્ય અસ્ત પામ્યો. ચારે તરફ મહાન્ હાહાકાર ફેલાઇ રહ્યો. એક સિપાહી દોડતો દોડતો રાજમહેલ આગળ આવી પોકારી ઉઠયો: "પોતપોતાનો ધર્મ સંભાળો, યવનોની જીત થઇ છે. તેઓ રાજમહેલ લુંટવાને કદમ કુચ કરી રહ્યા છે." મહારાણી ઇચ્છનકુમારી આ માઠા સમાચાર સાંભળતાંજ બોલી ઉઠી:–"મહારાજા કયાં છે ?" સિપાહીએ જવાબ આપ્યો કે "મેં તેમને રણભૂમિમાં પડેલા દીઠા હતા." આટલા શબ્દો સાંભળતાંજ તેણે શરીર ઉપરનાં બહુમૂલ્ય વસ્ત્રો અને આભૂષણો ઉતારી નાંખ્યાં. શિરપરના કેશ છૂટા મેલ્યા અને આવેશમાં આવી બોલવા લાગી કે, "મારે હવે શી ચિન્તા છે ? હવે જગતમાં કોનો ડર છે ? જેનો હતો તે તો ચાલી નીકળ્યા ! ભારતની સઘળી સંપત્તિ આજ લૂંટાઇ ગઇ ! હવે શું રહેવા પામ્યું છે, કે જેને બચાવવાને હું નાસભાગ કરૂં ? જાઓ, એકદમ ચિતા તૈયાર કરો. યવનો મને શું કરી શકે એમ છે ? જેને પોતાના જીવપર મમતા હોય તે ભલે ભાગે ! હું નહિ ભાગું. દિલ્હીપતિ સ્વર્ગે સીધાવ્યા ! નિર્દય શાહબુદ્દીનને જરાએ વિચાર ન આવ્યો ! મહારાજાએ તેને મુઠ્ઠીમાં ઘાલી મૃત્યુના મુખમાંથી કેટલીએ વાર જતો કર્યો ! ચાલો, જલ્દી કરો. મહારાજાનું શરીર હજી ઠંડું થવા નહિ પામ્યું હશે. ચિતા તૈયાર કરો. હું તેમની સાથે સ્વર્ગે સીધાવીશ."

રાણીની આજ્ઞા સાંભળતાં લોકોએ ચિતા તૈયાર કરી. રાણી પણ કુંકુમની પીયળ તાણી કંઠમાં પુષ્પમાળ સાથે ચિતાની પાસે ખડી થઇ. તે ચિતા ફરતી પ્રદક્ષિણા કરી અગ્નિમાં પોતાના દેહને ઝંપલાવવાને તૈયાર થઈ રહી હતી કે એવામાં એક રજપૂત વીર દોડતા ઘોડે ત્યાં આવી

પહોંચ્યો. તે પૃથુરાજનો સેનાપતિ હતો. તે ઘોડેથી ઉતરી રાણીના પગે ગાઝી પડયો. અચાનક આવો પ્રકાર જોઇને ઇચ્છન બોલી: "બળદેવ! શું કહેવું છે? જે કહેવું હોય તે જલ્દી કહો. મને વિલંબ થાય છે." તે બોલ્યો: "દેવિ! મહારાજાએ આપને સંદેશો પાઠવ્યો છે." રાણી ચકિત બની બોલી ઉઠી: "હાય! હવે સંદેશો કેવો? દિલ્હીના રાજા તો સ્વર્ગે સીધાવ્યા! તું કોનો સંદેશો લાવ્યો છે?" ઉત્તરમાં તેણે જણાવ્યું કે, "દેવી! રાજા મૂર્છિત બની પૃથ્વીપર પડયા હતા, પરંતુ અત્યારે..............." રાણીએ કહ્યું: "શું કહેવા માગે છે? જલ્દી કહે." તે બોલ્યો: "દેવી! રાજા કેદમાં છે. તે યવનોના હાથમાં પકડાઇ ગયા છે." આ સમાચાર સાંભળતાં જ રાણીની આંખો ક્રોધની મારી લાલચોળ બની ગઇ. તે ગર્જના કરી બોલી: "દિલ્હીપતિનો શો સંદેશો છે? તું સેનાપતિ થઇને સ્વય એ સંદેશો મને સંભળાવવાને આવ્યો છે? તું શું સાચો ક્ષત્રિપુત્ર છે? ધન્ય છે તારી જનેતાને કે રાજાને કેદીની હાલતમાં મૂકી તું આવો સંદેશો સંભળાવવાને આવ્યો છે! અને તે સંદેશો પણ શું મને? દાસીઓ, જુઓ, ક્ષત્રીનો પુત્ર અને દિલ્હીપતિનો જમણો હાથ! પોતાના રાજાને તજી ધર્મથી વિમુખ બની મને સંદેશો કહેવાને આવ્યો છે! ખચીત જ આજથી ક્ષત્રિય ધર્મનો લોપ થઇ ગયો. રાજભક્તિ, દેશભક્તિ, ધર્મભક્તિ, સર્વનો નાશ થઇ ગયો. કેવળ સંદેશો સંભળાવનારા જ રહેવા પામ્યા છે! વીર ક્ષત્રિય તારી વીરતાને ધન્ય છે! અને ધન્ય છે તારી જીભને! તારા ઘોડાનેય ધન્ય છે અને તારી તલવારને તો હજારો ધન્યવાદ ઘટે છે!! આહા! જુઓ તો ખરા, ભાઇ રણમાંથી ભાગી આવ્યા છે તે! અરે! તારી સ્ત્રી શું તને જીવતો જોઇને રાજી થશે? શું તારી જનેતાનું હૃદય તારા આ પરાક્રમની વાત સાંભળી ચીરાઇ ફાટી જશે નહિ? અરે! વીર, શું તને લાજ આબરૂનો પણ ખ્યાલ રહેવા પામ્યો નહિ? જા, નજરથી દૂર થા. તારૂં મોઢું મને ન બતાવ. હું દિલ્હીપતિની વફાદાર પ્રજા છું. હું રાજભક્ત બનવા ચાહું છું. તું સિંહનો શિયાળ થઇ ગયો. રણમાંથી નાસી આવ્યો અને રાજાની સતી સ્ત્રીને સંદેશો સંભળાવે છે! દુષ્ટ! તેં ક્ષત્રાણીનું દૂધ પીધું લાગતું નથી. તને તારા દેશની સ્વતંત્રતા વહાલી નથી! તારા જેવાં મનુષ્યો દેશ, રાજ્ય અને કુળને કલંકરૂપ છે. મારા સામેથી ચાલ્યો જા. હું સ્ત્રી હોવા છતાં પણ ક્ષત્રિયની પુત્રી છું. ચાહે સૂર્ય ક્ષણમાત્રમાં છિન્નભિન્ન થઈ પૃથ્વીપર પડે તોપણ હું મારા ધર્મથી જરાએ ચળીશ નહિ. હું રાજરાજેશ્વરી છું. જા, નાસી જા." એટલું બોલી સૈનિકોને તેના હાથમાંથી તલવાર છીનવી લેવાની આજ્ઞા કરી. સૈનિકોએ તેના હાથમાંથી તરત જ તલવાર છીનવી લઇ ઇચ્છનકુમારી-

ના હવાલે કરી. તલવાર હાથમાં આવતાંજ તે છલંગ મારી પેલા સેના-પતિના જ ઘોડા ઉપર એકદમ સવાર થઇ ગઇ.

આ વખતનો તેનો દેખાવ કોઇ અપૂર્વજ હતો. હાથમાં ખુલ્લી તલવાર, છૂટા કેશ અને લલાટે કુંકુમની આડ કરી નિડરતાથી પાણીદાર અશ્વપર સવાર થઇ રહી છે ! આવી સ્થિતિમાં તે પ્રજાજનને લલકારી કહેવા લાગીઃ—" રાજાને સહાયભૂત થવું એ પ્રજાનો ધર્મ છે. હું એકલી શત્રુઓની સાથે યુદ્ધ કરી મહારાજાને બંધનથી મુક્ત કરી લાવીશ. આ શરીર મહારાજાનું છે અને રાજાના કામમાંજ તે ખપી જશે." રાણીની વાત સાંભળી રજપૂતોના અંગમાં વીરતા વ્યાપી ગઇ. તે જોસમાં આવી બોલી ઉઠ્યાઃ—" માતા ! જ્યાં સુધી દેહમાં પ્રાણ છે ત્યાંસુધી અમે લડીશું, મારીશું, કાપીશું અને કપાઇશું. " બસ, આટલું સાંભળતાંજ રાણીએ ઘોડાને એડી લગાવી. જોતજોતામાં તે શત્રુદળમાં આવી પહોંચી અને સૈન્ય આખામાં તલવાર ચલાવવા મંડી પડી. રજપૂતો પણ તેના સંગમાંજ હતા. મુસલમાનો રાજમહેલ લૂટવા જતા હતા ત્યાં રાણીએ આવીને મહા પ્રલય મચાવી દીધો. મુસલમાનો ભયભીત બની ગયા. તેઓ બાવરા બની વિચારમાં પડી ગયા કે આવી તે બહાદુર સ્ત્રી કોણ છે, કે જે ઘાસની માફક આખા લશ્કરમાં કતલ ચલાવી રહી છે ! પરંતુ અગણિત મુસલમાન લશ્કરની સામે એક સ્ત્રી કેટલો વખત ટકી શકે ? સઘળા મુસલમાનોએ મળી ચારે તરફથી તેને ઘેરી લીધી, અને તેના ઉપર તીરનો મારો ચલાવ્યો. આવી સ્થિતિમાં તેનું શરીર ચારણીની માફક વીંધાઇ ગયું, આખા અંગમાંથી લોહીની ધારાઓ છૂટવા લાગી; છતાં તે તરફ જરાએ ધ્યાન ન આપતાં તે તો મુસલમાન દળમાં મહાકાળી સમ ભીષણ રૂપ ધરી એકસરખી કતલ ચલાવતીજ રહી. અંતે એક તીર જોસભેર તેની છાતીને ચીરી આરપાર નીકળી ગયું. તે હંમેશને માટે પતિની સાથે સ્વર્ગમાં સીધાવી ગઇ. રહી ગયાં કેવળ પરાધીનતા અને વાતવાતમાં દેશબંધુઓનાં હૃદયોને વીંધનારા સંદેશવાહકો !!

આ પ્રમાણે હિંદની સ્વતંત્રતાના અસ્તકાળે ઉદય પામેલી આ વીર પતિપરાયણ અને સતી સાધ્વી સ્ત્રી સ્વધર્મની વેદિમાં પોતાની જાતનું બલિદાન દઇ સ્વર્ગે સીધાવી ! ધન્ય છે તેની વીરતાને અને ધન્ય છે તેની પતિભક્તિ, રાજભક્તિ અને દેશભક્તિને ! ભારતમાં ફરીને આવાં સ્વધર્મનિષ્ઠ સંતાનો ઉદય પામો એવી આશા અને પ્રભુપ્રાર્થનામાં વિરમીશું.*

**ચુનીલાલ મૂ. ત્રિપાઠી.**

---

* હિંદીપરથી સૂચિત

# બાળકના રોગો અને ઘરગથુ દવાઓ.

[ લેખકઃ—રા. મંગળદાસ નાનાલાલ શાહ. ]

સાંપ્રતકાળમાં કેટલાંક બાહ્યકારણોને લીધે તથા ખાનપાનમાં થતી ભૂલોથી બાળક માંદાં થઇ જાય છે, તેવા સમયે ( બાળકોના મંદવાડમાં ) તેના સંરક્ષકે ( માતપિતાએ ) સંપૂર્ણ ચોકસાઈભરી કાળજી રાખવી જોઇએ, અને તેઓના વ્યાધિવિનાશના તાત્કાલિક ઉપાયો સત્વર યોજવા જોઇએ. બાળકોનાં દરદોમાં લેવા જોઇતા ઉપાયોથી માતપિતા—વિશેષે કરીને માતા-વધુ માહિતગાર હોવી જોઇએ, એ ઇચ્છવાજોગ છે. ઘણાં બાળકો સાધારણ મંદવાડમાં પણ માતાની અજ્ઞાનતા અને બેકાળજીના ભોગ થતાં મરણને શરણ થાય છે; માટે માતાઓએ જેમ બીજા કેટલાક વ્યાવહારિક નિયમો જાણવા ઉચિત છે, તેમ બાળકોના વ્યાધિવિનાશના તાત્કાલિક ઉપચારો જાણવા એ પણ આવશ્યક છે.

હાલમાં બાળકોના વ્યાધિવિનાશના ઉપચારોનુ કામ ભાડુતી ડૉકટરો અને ભાડુતી દાયણોને સોંપવામાં આવે છે, પરંતુ તે સાથે પોતાની અક્કલનો કઇ પણ ઉપયોગ ગૃહિણીઓ કરતી હોય તેવું જણાતુ નથી. અર્થાત્ વૈદ્ય, ડૉકટર કે દાયણના અભાવે તેઓ કંઇ પણ તાત્કાલિક ઉપ-ચારો કરી શકતી નથી, તેથી પરિણામ એ આવે છે કે બાળકનો મંદવાડ વધી જાય છે, ત્યારબાદ વૈદ્ય ડૉકટરની મદદ આવી પહોંચે છે. જો સ્ત્રીઓ આ સંબંધી ઉપયોગી જ્ઞાન ધરાવતી હોય તો આવી અણધારી ઉપસ્થિત થતી ઘટનામાંથી પોતાના બાળકોને તરત જ બચાવી લેવા સમર્થ બને એ નિર્વિવાદ છે. અગાઉના સમયમાં ઘરની અનુભવી ડોશીઓ વધુ સારૂં જ્ઞાન ધરાવતી હતી, અને વૈદ્યની ગેરહાજરીમાં બાળકોના સાધારણ મંદવાડમાં પોતાના હાથે જ ઘરગથુ ઉપચારો કરી લેતી.

અગાઉની ડોશીઓનો દાખલો લેતાં, હાલની તમામ સ્ત્રીઓએ એક શિક્ષિત દાયણ જેટલું સારવાર સંબંધી કામ જાણે છે તેટલું જાણવું જરૂરનું છે. જો ઘરની સ્ત્રીઓ આ કામથી જાણીતી હોય તો વારંવાર વૈદ્ય કે ડૉકટરને બોલાવવાની જંજાળમાંથી છૂટતાં ખર્ચનો બચાવ થાય. જો ઘરમાં સ્ત્રીઓ શિક્ષિત અને સમજુ, તથા બાળકોના વ્યાધિવિનાશના તાત્કાલિક ઉપચારો સંબંધી જ્ઞાન ધરાવતી હોય, તે ઘરમાં વારંવાર વૈદ્ય કે ડૉકટરની

દવાની જરૂર પડતી નથી. પાશ્ચાત્ય દેશની સ્ત્રીઓ આ બાબતમાં ઠીક જ્ઞાન ધરાવે છે. જ્યારે આપણા દેશની સ્ત્રીઓ તેમના જેવી ભણેલી, સમજુ અને હોંશિયાર નીવડશે ત્યારે જ દેશની ઉન્નતિ થશે. હવે વાચકવર્ગનો વધુ સમય ન લેતાં મુખ્ય બાબત પર આવી જવું યોગ્ય છે.

બાળકોને વારંવાર થતાં સાધારણ દરદોમાં નીચેનાં દરદોની ગણના કરી શકાય:—પેટ ચડવું, ધોળો ઝાડો, લીલો ઝાડો, મરડો, ઉલટી, ઉધરસ, કોલેરા, વરાધ, કફ, તાવ, આંચકી, કમળો, પાંડુ, પેટનું વધવું, શરીરનું ગળી જવું, ઓરી, અછબડા, બળીઆકાકા. શરીર ઉપર લાલ ચકામાં, ગરમીનાં ગુમડાં, ફોલ્લા, કોહો (ખસ), ચાંદાં, ગડ, ગળાની ગાંઠો ઇત્યાદિ, ઇત્યાદિ. આમાં કેટલાંક દરદો એવાં છે કે જે માના ધાવણના, દૂધના, કે ખોરાકના વિકારે કરીને ઉદ્‌ભવે છે; કેટલાંક દરદો ટાંડી, ગરમી કે ખરાબ પાણીને લીધે થાય છે, કેટલાક ખરાબ હવાથી થાય છે, કેટલાંક ચેપથી અને અસ્વચ્છ રહેવાથી થાય છે, તથા કેટલાંક દરદો એવાં હોય છે કે જે માતાનાં દરદોનો વારસો હોય છે. ભલે ગમે તે દરદ હોય પણ તે યોગ્ય તજવીજ અને તાત્કાલિક ઉપાયોથી મટે છે, પણ તે તરફ બેદરકાર રહે તો તે વધી જઇને બાળકના મૃત્યુનાં કારણરૂપ બને છે. આ ઉપરથી એટલું સિદ્ધ થાય છે કે બાળકને ગમે તેવું નાનું કે નજીવું દરદ થયું જણાય કે તરતજ તેનો યોગ્ય ઉપચાર કરી લેવો જોઇએ.

**બાળકના વ્યાધિનું નિદાન.**

બાળક પોતાનું દરદ કોઇને નથી ઉઘાડું પાડીને બતાવી શકતું, કે નથી કોઇને સ્પષ્ટતાથી કહી શકતું. તેના પ્રત્યેક દરદ માટે તો બારિક અવલોકન અને અનુભવની જ જરૂર છે. તેની શારીરિક ચેષ્ટા ઉપરથી તેના દરદની કેટલીક પરીક્ષાઓ થઇ શકે છે. તેનું દરદ સખત છે કે નરમ છે તે તેના રડવા પરથી જાણી શકાય છે. તેના શરીરના જે ભાગ ઉપર આપણો હાથ મૂકવાથી તે વધુ રડે, અને તે જગા ઉપરથી આપણો હાથ ખસેડી નાખવા પ્રયત્ન કરે, તો તે ઉપરથી તેના શરીરના તે ભાગમાં દરદ થાય છે એમ સમજવું. તે સિવાય જે ભાગમાં દરદ હોય છે તે ભાગ પર બાળક પોતે વારંવાર પોતાનો હાથ મૂકે છે, તે ઉપરથી પણ દરદનું સ્થાન સમજાય છે. માથામાં દરદ થતું હોય તેવે સમયે બાળક આંખો બંધ કરી દે છે. માતાનું સ્તન મુખમાં રાખી ચાવે—દબાવે તો તેને ઝાડાની કબજી-યાત કે દ્રિલ્ટી થવાનો સંભવ છે એવો ખ્યાલ કરી લેવો જોઇએ. વાંરંવાર

પેટ ચઢી આવતું હોય, પીઠ કે વાંસો મરડ્યા કરે, ઇત્યાદિ લક્ષણો અથવા તે પૈકીનાં થોડાં પણ લક્ષણો જણાય તો તેના પેટમાં દરદ છે એમ જાણવું. જીભ અને હોઠ ચૂસ્યા કરતું હોય, શ્વાસ હોય, અને મુઠીઓ વાળી રાખે તો સમજવું કે તેના હૃદયમાં કંઇક દરદ થાય છે. ડુંટીના નીચેના ભાગમાં કે મૂત્રાશયમાં કંઇ પણ દરદ હોય તો મળમૂત્ર અટકી પડે છે, અને બાળક ભયભરી રીતે જોઇ રહે છે. પેટમાં કરમીયા હોય તો બાળક દાંત કરડ્યા કરે, ઘેનમાં પડી રહે, અને ઝબકી ઝબકીને ઊઠે.

ઉપર મુજબનાં લક્ષણોથી જણાવ્યા પ્રમાણેના વ્યાધિનું નિદાન થઇ શકે. હવે તેને જે કંઈ દવા આપવી પડે તે કેટલા પ્રમાણમાં આપવી તેનો પ્રથમ નિર્ણય કરી લેવો યોગ્ય ધારી તે વિષય પર આવીએ.

**બાળકની દવાનું પ્રમાણ.**

બાળકને વનસ્પતિની દવા આપવી હોય તો પણ તેનું પ્રમાણ તેની ઉમરના પ્રમાણમાં ઘણું જ થોડું હોવું જોઇએ. એક માસની ઉમર સુધી એક ટંક એક રતી વજન સુધી દવા આપવી. એ રીતે બે માસના બાળકને બે રતી, ત્રણ માસના બાળકને ત્રણ રતી, એમ પ્રત્યેક માસે એક રતીનું વજન વધારવું. તેમાં પણ દરેક દવા માટે કંઇ સરખો નિયમ હોતો નથી. દવા આપવામાં દવાની જાત અને બાળકની શક્તિ, પ્રકૃતિનો, અને તેમાં ખાસ કરીને વયનો વિચાર કરી તેના પ્રમાણમાં ઓછીવત્તી દવા આપવી. ઘણી વખતે બાળકના વ્યાધિવિનાશની ખાતર બાળકની માતાને પણ ઔષધનું સેવન કરવું પડે છે.

**બાળકની માતાને દવા આપવી.**

બાળકને કોઇ પણ વ્યાધિ માના ધાવણથી થયો છે. એમ જણાય કે તરત તે બાળકની માતાને દવા આપવી, અને તે સાથે તેના ખોરાકમાં પણ યોગ્ય ફેરફાર કરવો, તથા દવાને યોગ્ય પથ્ય પળાવવું; કે જેથી બાળકને ધાવણથી થયેલા વ્યાધિમાંથી મુક્ત થવામાં, કાંઇ પણ વિઘ્ન આડે આવતું અટકે. એવા ઉપચારો તરત જ લેવા ઘટે છે. ઉપર પણ એક વખત જણાવી ચૂકયા છીએ કે, બાળકને કેટલાંક દરદો માના ધાવણથી થાય છે. તો તેવા સમયે માતાને દવા આપી, તેનામાં ઉત્પન્ન થયેલા વ્યાધિનો નાશ કરવો એ મહત્વનું કામ છે. કારણ કે ધાવણ પ્રમાણે બાળકની પ્રકૃતિ થાય છે.

**બાળકને દાંત આવવા.**

ઘણાં બાળકોને દાંત આવવાના સમય પર અનેક ઉપદ્રવો થાય છે. તેમાં મુખ્યત્વે કરીને તાવ, ઉધરસ, ઉલટી, ઝાડા અને આંખો દુઃખવા આવવી, વગેરે રોગ થાય છે. તે સિવાય ઘણાં બાળકોને આખું અંગ દુઃખવા માંડે છે. આવા પ્રકારના વ્યાધિઓ બાળકમાં જણાય તો બાળકને ઘણા કષ્ટથી દાંત આવે છે એમ કહેવાય છે. દાંત બહુ દુઃખ સાથે આવવા માંડે છે એમ જણાતાં નીચેના ઉપચારો કરવાઃ—

(૧) ડૉકટર પાસે દાંતના ફણગા કે જેને દાંતના પારા કહેવાય છે તે ચીરાવવા.

(૨) મધ અને ચુનો એકઠો કરી તે મિશ્રણ દાંતોની જડમાં ઘસવું.

(૩) ધાવડીનાં ફૂલ, લીંડીપીંપર અને આંબળાં એ ત્રણેને પાણીમાં વાટી દાંતના પારા પર ઘસવું.

(૪) લીંડીપીપર અને આંબળાંનું ચૂર્ણ મધ સાથે મેળવીને ઘસવું.

ઉપરના ઉપાયો યોજવાથી દાંત ફુટતી વખતે જે વધુ કષ્ટ પડે છે તે નહિ પડે.

બાળક ધાવે નહિ એટલે કે સ્તન મોમાં લે નહિ, અને લે તો તેને દબાવી શકે નહિ તેવા સમયમાં નીચેનો ઉપચાર કરવાથી બાળકની જડતા મટતાં તે ધાવવા લાગશે.

સિંધાલુણ (સિંધવ–મીઠું), આંબળાં, હરડે તથા ઘીનુ ચાટણ બનાવી જીભ ઉપર ચોપડવું, જેથી ઉપર જણાવ્યા પ્રમાણે જીભની જડતા નાબુદ થશે.

**તાવ.**

બાળકને તાવ આવે તો નાગરમોથ, લીંડીપીંપર, અતિવિષની કળી, કાકડાશીંગ, એ ચારેને સરખા પ્રમાણમાં લઇ બારીક ચૂર્ણ કરીને ઉંમરના પ્રમાણમાં એક ટંક એક રતીથી બે વાલના પ્રમાણથી મધ સાથે મેળવી તે ચટાડવું, અથવા તેનો ક્વાથ કરીને તેમાં મધ નાખીને તે પાવી. એકલું અતિવિષનું ચૂર્ણ મધ સાથે આપવાથી પણ લાભ કરે છે. તાવ સાથે ઝાડો, ઉધરસ, ઉલટી, શ્વાસ વગેરે ઉપદ્રવો હોય તો તે પણ આ ઉપાયથી મટે છે. ધાવડીનાં ફૂલ, બીલીનો ગરભ, ધાણા, લોદર, ઇન્દ્રજવ, અને વાળો એ વસ્તુઓને સરખા ભાગે લઇ તેનું ચૂર્ણ કરી મધમાં ચટાડવું, તેમ કરવાથી તાવ સાથે પાતળો ઝાડો (અતિસાર) હોય તો તે મટે છે

**અતિસાર (પાતળા ઝાડા.)**

બાળકને પાણી જેવા પાતળા ઝાડા થવા માંડે કે તેના ખોરાકમાં ફેરફાર કરી નાખવો ઊચત છે. બાળક ધાવણું હોય તો તેની માએ હલકો ખોરાક ખાવો. જો બાળક ખાતાં શીખ્યું હોય તો બાળકનો ખોરાક બંધ કરવો, અને ફક્ત દૂધ આપવું, અને દૂધમાં કળીચુનાનું નિતર્યું પાણી ઉમેરીને તે દૂધ પાવું. જેથી ઝાડા બંધ થશે. ઝાડા ને ઉલટીમાં ચુનાનું નિતર્યું પાણી એ સર્વોત્તમ ઉપાય છે, માટે નાનાં બાળકની માતાએ ચુનાના પાણીનો ઉપયોગ જાણવો જરૂરનો છે. આમ કરવા છતાં પણ ઝાડો ન અટકે તો બીજા ઉપાયો કરવા. ઇન્દ્રજવ અને વાવડીંગને શેકીને તેની ફાકી તૈયાર રાખવી. જ્યારે બાળકને ઝાડો, મરડો, પેટપીડ, ઉલટી વગેરે થાય ત્યારે આ ફાકી એકથી ત્રણ રતી સુધી બે ત્રણ વખત થઇને પાણી સાથે પાઇ દેવી. સુંઠ, અતિવિખનીકળી, નાગરમોથ, ઇન્દ્રજવનો કવાથ પણ ઝાડાને તુરત બંધ કરે છે. તજ ચાર ભાગ, જાયફળ ત્રણ ભાગ, લવીંગ દોઢ ભાગ, એલચીદાણા એક ભાગ, કેસર ત્રણ ભાગ, ઉંચી ચીનાઇ સાકર પચીસ ભાગ અને ચાક સાડાબાર ભાગઃ ચાક સિવાયની તમામ વસ્તુઓને બારીક ખાંડીને લોટ જેવી બનાવવી; પછી તેમાં ચાક મેળવીને ખુબ વાટીને મજબુત બુચવાળી શીશીમાં ભરી લેવું. તેમાંથી ઝાડાવાળા બાળકને એક ટંક બબ્બે ત્રણ ત્રણ રતી જેટલી દવા ઉના પાણી સાથે પાવી. ખાટી વાસ મારતો ઝાડો આવતો હોય તો એકલું ચુનાનું પાણી પાવાથી જ સુધારો થાય છે.

**મરડો.**

મરડાના વ્યાધિમાં એરંડીયું એ અકસીર ઇલાજ છે. મરડો થાય કે તરત બાળકને માના ધાવણ સાથે કે દૂધ સાથે થોડું એરંડીયું પાઇ દેવું. મરડામાં અફીણ, કેસર, જાયફળ, વગેરે બંધકોશ કરનારી દવાઓનો ઉપયાગ કરવાની પ્રથા બાળકને માટે નુકશાનકારક છે. તેનો ઉપયોગ તો બહુ લોહી પડતું હોય તેવા સમયે કરવાથી જ ફાયદો કરે છે, અને લોહી બંધ કરે છે. બીલીનો ગરભ, હરડેનો એક લસરકો અને મધ ચટાડવાથી મરડો બંધ થાય છે. લાંબા વખતથી થયેલા મરડામાં મોરથુથુ સારી અસર કરે છે. તેનો ઉપયોગ એવી રીતે થઇ શકે છે કે એક રતી મોરથુથુના ૨૪ ભાગ કરવા તે એવી રીતે કે એક રતી મોરથુથામાં ૨૪ રતી બાવળનો ગુંદર મેળવવો; અને ત્યાર પછી તેના ૨૪ ભાગ કરવા, અને તે એક એક ભાગ દરરોજ ત્રણ વાર ઠંડા પાણી સાથે પાવો. આથી લાંબા વખતનો મરડો મટે છે. ખોરાક માટે બહુ જ કાળજી રાખવી. દૂધ અને કાંજી સિવાય કંઇ ભારે પડે તેવું આપવું નહિ.

ઉલટી પણ પેટના વિકારથી થાય છે. આ વખતે ઝાડાની કબજીયત હોય તો, પ્રથમ ઝાડાનો ખુલાસો થાય તેમ કરવું.

**ઉલટી.**

કૃમીનો ઉછાળો હોય તો કરમીયાની દવા આપવી. ઇન્દ્રજવ અને વાવડીંગની ફાકી પાણી સાથે પાવી. કળી ચુનાનું નિતર્યું પાણી પણ ઉલટીને બંધ કરે છે, અને દૂધમાં તેથી અર્ધું ચુનાનું નિતર્યું પાણી નાખીને પાવું. દવા પાવી તે પણ ચુનાના નિતર્યા પાણી સાથે પાવી. આંતરડામાં બગાડ હોય તો કડુનું ચૂર્ણ મધ સાથે ચટાડવું, અથવા કડુને શેકી તેની ભૂકી ગોળના ગરમ પાણી સાથે પાવી, તેથી મળની શુદ્ધિ થતાં ઉલટી બેસી જશે. ધાવણના બીગાડથી ઉલટીમાં ધોળાં કોકડાં નીકળતાં હોય તો પણ કળી ચુનાનું નિતર્યું પાણી પાવાથી દૂધનું પાચન થતાં ઉલટી બંધ થાય છે.

**દૂધની ઉલટી.**

બાળક કેટલીક વખત વારંવાર ધાવણ કે દૂધ ઓકી કાઢે છે, તે વખતે લીંડીપીંપર, પીપરીમૂળ, ચવક, ચિત્રકમૂળ તથા સુંઠ એ પાંચ વસ્તુનું બારિક ચૂર્ણ એકથી બે રતી સુધી તેને ઘી તથા મધમાં મેળવીને ચટાડવું. ચુનાનું નિતર્યું પાણી મધ નાખીને પાવું અને દૂધ સાથે મેળવીને તે દૂધ પાવું.

**બાળકનું અતિશય રડવું.**

બાળક અતિશય રડયા કરતું હોય તો તેનું કારણ શોધી કાઢી તેનો ઉપાય કરવો, જેથી રડવાનું કારણ બંધ થશે. કંઇ ખાસ કારણ ન સમજાય તો લીંડીપીંપર, હરડે, બેડાં, અને આંબળાં એ ચારેને સમભાગે લઇ તેનું ચૂર્ણ કરી, ઘી તથા મધ સાથે ચટાડવાથી રડવાનું બંધ થશે.

**બાળકનું મોં આવવું.**

ઘણાંક બાળકનું મોં પાકી આવે છે, તેને ઝાડાના કબજીયતથી આમ થયું હોય તો હરડેનો એક લસરકો મધ સાથે મેળવીને પાઇ દેવો, અથવા એરંડીયું મેળવીને પાવું, તથા પીપળાની છાલ અને પાંદડાં બારીક વાટી તેની લુગદીમાં મધ મેળવીને આંગળી વતે મોંમાં લેપ કરવો, જેથી ઠંડક થતાં મોંની ગરમી તથા ચાંદાં વગેરે મટશે. વારંવાર પાણીના કોગળા કરાવવા.

**ખુજલી.**

ખુજલી જેવા ચામડીના રોગોનો નાશ કરવા માટે ધુમાડીઆની મેશ, હળદર, કક, રાઈ અને ઇન્દ્રજવ એને છાશમાં વાટીને લેપ કરવો. બાળકને ચોકખા તલનું તેલ ચોળીને નવરાવવાથી ચામડીના વિકારો થતા અટકશે,

અને થયા હશે તો તેનો નાશ થશે. શરીરે ખંજવાળ આવવી, ચુંક આવવી, દાહ કે લુખસ થાય તો લીંબડાનાં પાન બાફીને તેના ગરમ પાણીથી બાળકને નવરાવવું. ચામડી પર લાહ્ય બળે તેવા સાબુનો બાળકને માટે ઉપયોગ કરવો નહિ. દરરોજ સારી રીતે નવરાવીને નરમ કપડાથી ઘસીને શરીર સાફ કરવાની ટેવ રાખવી.

**બાળકને વાગવાથી થતી ફોલ્લીઓ.**

બાળકોને કંઇ વાગે ને તેથી ફોલ્લા થાય તો પટોલના વેલા, ત્રિફળાં, (હરડાં, બેડાં ને આંબળાં) લીંબડાની છાલ તથા હળદર તેનો ક્વાથ કરી થોડા દિવસ પાવાથી તે ફોલ્લાઓ મટી જશે. ગરમ પાણીથી શેક કરવો અને દિવસમાં બે વખત બાળકને નવરાવવું.

**ડુંટીનો રોગ.**

બાળકની ડુંટીમાં સોજો થઇ આવે તો ગરમ પાણીનો શેક કરવો, અથવા માટીના પીંડને અગ્નિમાં તાપથી તપાવીને દૂધમાં બોળવો, અને પછી તે માટીની બાફવાળો પીંડ કપડામાં વીંટાળી તે વડે સહન થાય તેવો ગરમ ગરમ શેક કરવો. જો ડુંટી પાકી હોય તો બકરીની લીંડીઓ બાળીને તેની રાખ પાકેલી ડુંટીમાં દાબવી, અથવા પીંપળો, પીંપર કે વડ વગેરે કોઇ પણ વૃક્ષની છાલનું ચૂર્ણ કરીને તે અથવા તેની રાખ દાબવી. વળી તેની છાલના ઉકાળાથી ડુંટી ધોવી. ડુંટી ફુલીને દડો થાય તો નાગરમોથ, કોળાનાં બી, દેવદાર, અને ઇન્દ્રજવ એ સર્વને પાણીમાં વાટીને લેપ કરવો. પેટમાં વાયુ ન થવા દેવો, દસ્ત સાફ આવે તેમ રાખવું.

**ગળું પડવું.**

તાળવું લચી આવે અને માથાની ખોપરીમાં ખાડો પડે તેને "ગળું પડવું" અથવા "તાલુકંટક" કહે છે. આ દરદમાં બાળક ધાવી શકતું નથી, અને કદાચ ધાવી શકે તો બહુ કષ્ટથી. ઝાડો પાતળો, ગળામાં પાણીનો શોષ, આંખો, મોં અને ગળામાં દરદ, તથા વખતે ઉલટી પણ થાય. આ દરદમાં બાળકને હરડે, વજ અને ઉપલેટ એ ત્રણેને જરા જરા લઇ પાણીમાં વાટી, તેમાં મધ મેળવીને થોડા દિવસ માના ધાવણ સાથે પાવું. તાળવું પાકી આવે તો જવખારને મધ સાથે મેળવીને તાળવે લગાડવો.

**ધાવણનો દોષ.**

ધાવણના દોષથી કેટલીક વાર બાળકની આંખો બગડી આવે છે. તેમાં વારંવાર આંખોમાં ચેળ આવવાથી બાળક આંખોને ચોળ્યા કરે છે, આંખમાંથી પાણી ગળે છે, વારંવાર પાણી વહેવાથી બાળક પોતાનું માથું,

આંખ, નાક વગેરે ખુબ ચોળે છે. તાપ તડકા સામે તે જોઇ શકતું નથી. આ દરદમાં હળદર, દારૂ હળદર, લોદર, જેઠીમધ, કડુ, લીંબડાનાં પાન, તથા તામ્રભસ્મ એ સર્વને બકરીના દૂધમાં ખરલ કરીને તેની વાટો બનાવીને તથા સુકવીને તે વાટ પાણીમાં ઘસીને આંખમાં આંજવી. માતાના સ્તનમાં ધાવણુ ભરાઇને તાણુ પડે છે તેવા વખતે બાળકને ધવરાવવાથી પણુ તે માંદું પડે છે. માતાના સ્તનને ગરમ પાણીથી ખૂબ ધોઇ ધોઇને તથા હાથવતી દાબીને ધાવણુ કાઢી નાખવું, પણુ બાળકને ધવરાવવું નહિ. એવે વખતે બાળકને ગાયનું દૂધ અર્ધોઅર્ધ પાંણી મેળવીને પાવું.

**ગુદાનું પાકવું.** ગુદા એટલે ઝાડો નીકળવાની જગા પાકી આવે તો રસવંતી ચોપડવી, અથવા રસવંતી બાળીને તેની રાખ દાબવી, કે પીંપળાનાં છોડાં બાળી તેની રાખ દાબવી, યા શંખજીરૂં, જેઠીમધ અને રસવંતીને પાણીમાં વાટીને લેપ કરવો. જો ગુદામાં વ્રણુ (નારૂ) પડે તો જળો મૂકાવી ખરાબ લોહી બહાર કાઢી નાખવું; ત્યારબાદ વડ, પીપર, પીંપળો, ઉંબરો વગેરે છીરવાળા કોઈ પણુ ઝાડની છાલના ઉકાળાના પાણીથી તે વ્રણુ ધોવું. આ પાણી બાળકથી સહન થઇ શકે તેવું ગરમ હોવું જોઇએ; બહુ ગરમ નહિ. વ્રણુ ધોઇને તે ઉપર સુખડ, સારિવા અને શંખજીરૂં વાટીને લેપ કરવો, અથવા એકલું જેઠીમધ વાટીને તેનો લેપ કરવો. ગુદા તથા તેની આસપાસની જગા દરરોજ બે ત્રણુ વખત ઘસીને સારી રીતે ધોવી.

**પારૂગલો કે પારિગર્ભિક.** ગર્ભિણી સ્ત્રીને ધાવવાથી બાળકને જે રોગ થાય તેને "પારિગર્ભિક" કે "પારૂગલો" કહેવામાં આવે છે. આ દરદમાં બાળકને ઉલટી, ઉધરસ, અરૂચિ, મંદાગ્નિ, પેટનું વધવું, શરીર દુર્બળ થવું, તથા હાથપગનું કંતાઇ જવું, અને પેટનું વધવું એવી અવસ્થા થાય છે. આ દરદમાં બાળકનો જઠરાગ્નિ મંદ પડતાં પાચનશક્તિ બગડે છે, માટે અગ્નિ વધે તેવી દવાઓ, અને તેવો ખોરાક આપવો.

**શરીરનું સુકાવું.** બાળકનું શરીર દિવસે દિવસે સુકાયા કરે, અને દુર્બળ થતું જાય તો નીચે જણાવેલા ઉપાયો કરવા. આઠ તોલા આસંદ ખાંડી તેને પાણીમાં વાટી, તેમાં બશેર દૂધ અને આઠ તોલા ઘી નાંખી ધીમા તાપથી ઉકાળવું.

ઉકાળતાં દૂધ બળી જઇ ઘી બાકી રહે તે કપડાથી ગાળી લેવું. આ ઘીમાંથી દરરોજ બાળકને જરા જરા પાવું અથવા વિદારીકંદ અને જવખાર એ સર્વ વસ્તુનું સત્વ કાઢવું, એટલે તેનો બારીક લોટ લેવો, તે લોટને ઘીમાં શેકવો. આ શેકેલા લોટમાં મધ અને સાકર મેળવીને, બાળકને તેની ઉમરના પ્રમાણમાં હમેશાં થોડું થોડું ચટાડવું, અને ઉપર દૂધ પાવું. નિશદિન નવરાવવું. સ્વચ્છ કપડાં અને ખુલ્લી હવા એ પણ બાળકના આરોગ્યનાં સાધનો છે.

**પેટ ચડવું યાને પેટપીડ.**

પેટ ચઢવું એ એક સામાન્ય દરદ ગણાય છે, પણ વારંવાર તેમ થવું બહુ હાનિકારક થઇ પડે છે, અને ગફલતમાં રહેવાથી કેટલીક વાર બાળકો મરણતોલ થઇ જાય છે. ઘણું કરીને ઝાડાની કબજીઆત હોવાથી આમ થાય છે માટે એક લસરકો હરડે ઘસી તેમાં મધ તથા જરા સંચળ અથવા સાજીખાર ઉમેરીને પાવાથી પવનનો ને ઝાડાનો ખુલાસો થશે. સુંઠના બે ચાર કટકા મૂકીને બે ત્રણ રૂપીઆ ભાર પાણી ઉકાળી તે પાણીમાં થોડું મધ તથા ચમચી એરંડીયું મેળવીને પાવું, અથવા એક વરસના બાળકને બે ટીપાં ટરપેન્ટાઇન તેલના અને થોડા ટીપાં એરંડીયાનાં વરીયાળીના પાણીમાં મેળવીને ચાર ચાર કલાકને અંતરે બે ત્રણ વાર પાવાથી પેટમાં ગુંચાઇ રહેલા પવનનો અને ઝાડાનો ખુલાસો થશે. પેટ ઉપર ફ્લાલીનનો શેક કરવો, એવી રીતે કે ફ્લાલીનના કકડાને ગરમ પાણીમાં (ઉકળતા) બોળીને નીચોવી નાખવો અને તરતજ તે પર ટરપેન્ટાઇનનાં થોડાં ટીપાં છાંટવાં. પછી બાળકથી સહન થાય તેવું સહેજસાજ ગરમ હોય તે વખતે તેના પેટ ઉપર દાબવું. આવાં બે લુગડાં શેક કરવા માટે પાસે રાખવાં, કે વારાફરતી ઉપયોગમાં લેવાય. પા કે અર્ધા કલાક પર્યંત શેક કરવાથી ચઢેલું પેટ ઉતરી જશે. આ દરદમાં ખોરાકની બહુ સંભાળ રાખવી. કાંઇ ખોરાક આપવો નહિ, માત્ર ગાયના દૂધમાં તેટલું જ પાણી ઉમેરીને તથા તેમાં થોડું ચુનાનું નિતર્યું પાણી ઉમેરીને થોડું થોડું પાવું. માનું મન ક્લેશયુક્ત હોય તે સમયે જો બાળક ધાવે તો ઉલટું પેટ વધુ ચઢે છે, માટે તેવા સમયે બાળકને ધવરાવવાને બદલે ઉપર જણાવ્યા પ્રમાણે ગાયના દૂધમાં પાણી અને ચુનાનું પાણી નિતર્યું મેળવીને પાયા કરવું.

નાનાં બાળકોને રતવાનાં લાલ રંગનાં ચાઠાં વારંવાર ઉપડી આવેછે. ખરાબ વાસ વાળી જગામાં રહેવાથી, હવા અજવાળા વગરના ઘરમાં રહેવાથી, મેલાં બિછાનામાં હમેશાં સૂવાથી, અને મેલાં ગંધાતાં કપડાં પહેર્યાંથી

આ રોગ થવા પામે છે. આ સિવાય બગડેલું દૂધ, બગડેલું પાણી, અને બગડેલું અનાજ ખાવા પીવાથી પણ આ દરદ થાય છે. માટે આવાં દરદોમાંથી બાળકોને મુક્ત રાખવા માટે માતાઓએ આ બધી બાબતો ઉપર ધ્યાન રાખવું આવશ્યક છે. પોતે સ્વચ્છ રહેવું અને બાળકોને માટે ઉપર જણાવેલી સઘળી વસ્તુઓ સ્વચ્છ રાખવી. ગંદવાડ એ ઘણાંક ભયંકર રોગોની જન્મદાત્રી છે. રતવા શરીર ઉપર ફેલાય છે, અથવા તે ફરતો ફરે છે પણ યોગ્ય ઉપાય કરવાથી તે મટે છે. સ્વચ્છતા અને ખાનપાનની તજવીજ રાખવી ઝાડો સાફ લાવવા માટે હંમેશાં હરડેનો એક લસરકો અને તેમાં મધ મેળવીને પાવો; અથવા હરડાં, બેડાં અને આંબળાંની બારીક વાટી રાખેલી ભૂકી એક એક વાલના પ્રમાણથી રોજ બે ત્રણ વાર મધ સાથે મેળવીને પાણી સાથે પાવી અને તે રતવાનાં ચાંઠાં ઉપર ખસખસનાં ડોડાં કે અફીણની કટકી નાખીને તે પાણીને ખુબ ઉકાળવું. તે ઉકાળેલા પાણીમાં ફલાલીનનો કટકો બોળીને ઉપર પ્રથમ જણાવી ચૂકયા તે પ્રમાણે દરરોજ ત્રણ ચાર વાર શેક કરવો. રતાંજલી અને રતવેલીઓ વાટીને સાકર મેળવીને પાવા. મંડુર યાને લોહવાળી નિર્ભય દવા અતિ લાભકર્ત્તા છે, અને તે સાથે લોહીને સુધારે છે. તથા ડૉકટરો ટિંચર ઑફ સ્ટીલ આપવાની ભલામણ કરે છે. રતવાને ફેલાતો અટકાવવા માટે ડૉકટરો કૉસ્ટીક લગાડે છે. તે કૉસ્ટીક એવી રીતે લગાડે છે, કે અઢી રૂપીઆભાર ટાંકાના કે વરસાદના પાણીમાં ૧૦ થી ૧૫ ગ્રેન કૉસ્ટીક નાખી, કૉસ્ટીકનું પાણી તૈયાર કરે છે. પછી તે પાણીમાં એક છેડે રૂ વીંટાળી તૈયાર કરેલી સળી બો૦ તે વડે રતવાનાં ચાંઠાં ઉપર તેમજ કિનારી ઉપર તે પાણી લગાડવું. જેથી રતવા ફેલાતો અટકશે. ચામડી કાળી ન પડે તેવી રીતે કૉસ્ટીક લગાડવું, અને રતવા ફેલાતો માલમ પડે તો ફરી ફેલાયો હોય તે ભાગ ઉપરસુદ્ધાં બરાબર લગાડવું. આ દરદ ચેપી છે જેથી રતવાવાળા બાળકને બીજા સારા બાળકથી અલગ રાખવું. એટલુંજ નહિ પણ તેને સ્વચ્છ જગામાં રાખવું, અને સર્વ પ્રકારની સફાઇ રાખવી.

# ધર્મ—નીતિ—નિબંધનાં પુસ્તકો.

૩—૮—૦ હિન્દુધર્મની પાઠમાળા—સર્વ ધર્મીઓને ઉપયોગી.
૧—૮—૦ ગીતા પરિચય—મૂ. લે. બાબુ રામકવાલ, એમ. એ.
૧—૪—૦ પ્રભુભક્તિ—લેખક સ્વામી યોગાનન્દ—મસ્તમણિ.
૦-૧૦-૦ સોક્રેટીસ અને તેના છેલ્લા બે સંવાદ.
૦—૮—૦ ઇસુનું અનુકરણ—ઇસુનાં સર્વસામાન્ય નીતિસૂત્રો.
૦—૬—૦ બુદ્ધ, ધર્મ અને સંઘ—બૌદ્ધ ધર્મની ટુંકામાં માહિતી.
૨—૦—૦ જર્મનીની ઉન્નતિ શાથી થઈ? સર્વેને ઉપયોગી.
૧—૮—૦ સુખશાન્તિ વિચારણા. (લબકના ગ્રંથને આધારે.)
૧—૦—૦ જોસફ મેઝીનીના લેખો—માનવી કર્તવ્યો.
૧—૦—૦ શિક્ષાનો આદર્શ—ડૉ. રવીન્દ્રનાથ ટાગોર કૃત.
૧—૦—૦ કરકસર—પૈસાદાર કેમ થવાય?—ડૉ. સ્માઇલ્સ કૃત.
૦—૬—૦ મેટરલીંકના નિબંધો—રા. ધનસુખલાલ કે. મહેતા.
૦—૮—૦ બાલગીતા—પૂર્વાર્ધ—બાળકો માટે.
૦—૮—૦ જાદુઈ બાગ—ભા. ૧ લો. બાળકો માટે સરસ વાતો.
૧—૮—૦ જીવન સુધારણાના સન્માર્ગ—બે ભાગમાં શ્રેષ્ઠ નિબંધો.
૩—૦—૦ તત્વચિંતન—નિત્યપાઠ શિક્ષાપત્રી—જેમ્સ એલન કૃત
૦—૮—૦ પશુમાંથી દેવ. ૦—૮—૦ સ્વર્ગની સામગ્રી.
૦—૮—૦ વિજયધ્વજ.
૦—૮—૦ માનવ વિચાર અને તેની શક્તિઓ.
૧—૦—૦ સ્ત્રીકેળવણીનો ખરો ઉપયોગ બાળકને કેળવવા વિશે ખાસ કરીને સ્ત્રીઓને માટે લખાયેલા બત્રીસ પત્રો.

"જ્ઞાનવર્ધક પુસ્તકમાળા" ઓફીસ; અમદાવાદ

# સ્ત્રીઓને વાંચવા લાયક કેટલાંક પુસ્તકો

**સુશિક્ષિત સ્ત્રી.** ખાસ કરીને કેળવાએલી સન્નારીઓને વાંચવા સારૂ કેળવણીના તથા સુગૃહિણીના ગૃહ-વ્યવસ્થાના ઉત્તમ નમુનારૂપે આ નવલકથાનું પુસ્તક લખવામાં આવ્યું છે. પાકું સળંગ છીંટનું પુંઠું. કિં. રૂ. એક.

**સ્ત્રીકેળવણીનો ખરો ઉપયોગ**—સ્ત્રી પુરૂષના પત્ર વ્યવહારરૂપે. કન્યાઓ તથા નવપરિણિત સ્ત્રીઓને ખાસ ઉપયોગી. પતિપત્નીના અરસપરસ લખાયેલા ૩૨ પત્રોરૂપે આ પુસ્તક છે. પુઠું પાકું. **કીંમત રૂ. સવા.**

**ગૃહિણીભૂષણ**—વિવિધ લેખો, વાતો, જીવનચરિત્રો, કાવ્યો વગેરેનો સંગ્રહ. ભાગ ૧–૨ કિંમત દસ આના.

**સીતા**—દ્વિજેન્દ્રલાલ રૉયકૃત નાટકનું સુન્દર ભાષાન્તર. સ્ત્રીઓને આદર્શરૂપ હોઇ કન્યાશાળાઓમાં અને સ્ત્રીવિદ્યાલયમાં ચલાવવા માટે મંજુર થયું છે. **કિંમત બાર આના.**

**સુભદ્રા**—શ્રી કૃષ્ણની બહેન, અર્જુનની અર્ધાંગના અને અભિમન્યુની માતાનું કથાનક ૭ ચિત્રો સાથે. **કિંમત બારઆના**

**વિપિન.** સામાજીક નવલકથા. બીજી આવૃત્તિ. કીં. રૂ. બે. લેખક રા. રા. રાજેન્દ્રરાય સોમનારાયણ દલાલ બી.એ.

વીસમી સદીના સમયની આ વાર્તામાં સંસાર સુધારાના અંગે ચર્ચાતા ઘણાજ વિષયોનો ઉહાપોહ કર્યો છે. સ્ત્રી, પુરૂષ કે બાળક સર્વ સરખાજ વાંચે અને દરેક કાંઇ ને કાંઇ સારો પાઠ શીખે તેવો ઉત્તમ બોધદાયક છે.

**માયાનો બજાર:** ચાલુ જમાનાની સામાજીક નવલકથા—

કિંમત—૧લા ભાગની રૂ. ૨; બીજા ભાગની રૂ. ૨–૪–૦

સ્વ. હરિ નારાયણ આપટેની એક નવલકથાનું આ ભાષાન્તર રા. રા. મુકુન્દરામ નિભારામ મહેતાએ કરેલું છે. આખી નવલકથાનાં એકંદર ૬૬ પ્રકરણો છે. તેમાં ચાલુ જમાનાનું તથા જનસ્વભાવનું તાદૃશ્ય ને મનોહર દૃશ્ય છે.

**ચંદા**—ઐતિહાસિક સ્વતંત્ર નવલકથા. કિં. રૂ. ૧–૧૨–૦

આમાં ચારસો વર્ષ ઉપર થઇ ગએલી શત્રુંભોરના દુર્ગરક્ષક સુરજનસિંહની પત્ની ક્ષત્રાણી ચંદાનો ચિત્તાકર્ષક છતાં સતીત્વપૂર્ણ ચિતાર છે.

**જીવનલાલ અમરશી મહેતા,**

ઠે. પીરમશા રોડ; અમદાવાદ.